# અ ર્પ ણ

છ....છ....માસ આળે થંભ્યો હતો,

એ ચંદ્રની

રાસભીની ચંદ્રિકાને

## આ લેખકનાં પુસ્તકો

**: પ્રકટ :**

૧ મેંદીનો રંગ
૨ રૂપલાલસા
૩ નિત્યપ્રિયા
૪ રામપ્રદ્યામ્નિનિષ્ક્રમણ, ૧ ( ડોલનશૈલી )
૫ ,, ,, ૨ ( ડોલનશૈલી )
૬ મધુપ
૭ રાસ રંગાર્ણમ્ ( રાસ અને હાલ્યો )
૮ ગામડાની ગોરી ( ડોલનશૈલી )
૯ રાજ્યાસંતી ( ,, ,, )
૧૦ માનસરના મોતી ( ગૌ ટૂંકી વાર્તા )
૧૧ યોગશ્વર કૃષ્ણ ગોકુલેશ ( ડોલનશૈલી )
૧૨ ,, ,, રાગેશ ( ,, ,, )
૧૩ ,, ,, મથુરેશ ( ,, ,, )
૧૪ ,, ,, દ્વારિકેશ ( ,, ,, )
૧૫ ,, ,, ગીતેશ ( ,, ,, )
૧૬ ,, ,, યોગેશ ( ,, ,, )
૧૭ પ્રણય-રાસ-બંસરી

**— અપ્રકટ —**

૧૮ શેહનાઇ ( ટૂંકી વાર્તાઓ )
૧૯ પ્રણવ-નૈયા
૨૦ અને આવતી કાલે
૨૧ મારો એકરાર-૧
૨૨ પ્રણય-એકરાર-૨
૨૩ પ્રેમનો સાર
૨૪ પ્રેમયોગી ( ડોલનશૈલી )
૨૫ અમૃતમંથન ( ,, ,, )
૨૬ મંદાકિની
૨૭ અનામિકા
૨૮ દિગ્મ્બર
૨૯ મનસા

# એક બોલ

વાંચનાર ! દોહનશૈલીમાં રામપ્રજ્ઞાભિનિષ્ક્રમણના બે ભાગ ક્રમેક્રમે બહાર પડ્યા એને રામભક્તોએ ને રસજ્ઞ વિદ્વાનોએ આશિષ્યા.

પછી એનાથી પ્રોત્સાહિત બનીને 'યોગેશ્વર કૃષ્ણ'ના ૭ ભાગ—ગોકુલેશ, રાસેશ, મથુરેશ, દ્વારિકેશ, ગીતેશ ને યોગેશ—બૃહદ્ ગુજરાત સમક્ષ રજૂ કરું છું.

શ્રી કૃષ્ણજીવનની અનેકવિધ સંપત્તિએ સૈકાઓ લગી આર્યાવર્તને પ્રેરણા આપી છે ને હજી યે આપશે એ નિઃસંશય છે.

यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

**પ્રથમ ભાગ : યોગેશ્વર કૃષ્ણ—ગોકુલેશ** : યુગ દ્વાપરની અંધારરાત્રિ વિદારવા ને પૃથ્વીએથી પાપીઓનો ભાર ઉતારવા શ્રાવણ વદ અષ્ટમીની મેઘલી રાતે એ મથુરાના કંસના કારાગૃહે જન્મ્યો : અને પિતા વસુદેવ ને જન્મદાત્રી દેવકીને અંતરપ્રેરણા દઈ ગોકુલ-ગમન કર્યાં.

પછી તો એ આનંદસ્વરૂપ કનૈયાની બાળલીલાએ સારા યે ગોકુલ ગામને ઉલ્લાસના હેલે ચડાવ્યું.

યમુનાજીના કાંઠે એ ગાયોના ગોવાળે ધેનુ ચરાવી, મહી-માખણ ખાધા ને અનિષ્ટ તત્ત્વોથી ગોકુળિયાને ઉગાર્યું.

પછી ભાનુભાનતનયાના મિલન થયા રાધિકાજી સખીઓ સંગે પાણીડાએ પધારતી તે જાણે આભનો ચંદ્ર ધરતીએ આવતો લાગતો ને સખીઓ તારાગણ શી શોભતી

રાધિકાજી ભાગવતમાં નથી, પણ દેવીભાગવતમાં કૃષ્ણ ઉપનિષદમાં અને પદ્મપુરાણમાં છે વળી વેદોમાં પણ રાધમ્ શબ્દ વપરાયો છે રાધમ્ એટલે આરાધના

અને એ કૃષ્ણ-આરાધિકા રાધિકાજીને મે કૃષ્ણજીવનમાં શૃંગારે ગૂંથી છૂપાયેલું આધ્યાત્મિક રહસ્ય દાખવવાનો પ્રયાસ કર્યો છે **યોગિભિ ર્ધ્યાનગમ્યમ્** એવા યોગીઓના ઈશ્વરનું-યોગેશ્વર તત્ત્વનું-મે આખી યે કથામાં અધિષ્ઠાન રાખી શૃંગારને સ્પર્શ કર્યો છે



**બીજો ભાગ યોગેશ્વર કૃષ્ણ-રાસેશ** ગુજરાતના રસિક કાવ્યમર્મજ્ઞો ' કનૈયાના વૃંદાવનના રાસ ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં પ્રથમ વાંચતા શૃંગારમય ભાસે છે, પણ વેદો ને ઉપનિષદોના અધ્યયન પછી આપણને જાણ થાય છે કે એ રૂપક છે ને ઉપનિષદના ગૂઢ તત્ત્વો સમજવાની કોટીએ નહી પહોંચનારને માટે ભક્તિરસ દ્વારા જ્ઞાન મેળવવાનું શ્રીમદ્ભાગવત શ્રેષ્ઠ સાધન છે

' યોગેશ્વર કૃષ્ણ રાસેશ માં ' રાધાનો સ્વયમ્ સાર ', ' પ્રાણેશ્વરના પ્રકટ દર્શન ', સોઽહમ્ શ્યામ ને 'રાસપંચાધ્યાયી' એ પ્રકરણોમાં રાધા તત્ત્વને મે જુદી જ દૃષ્ટિએ આલેખવાનો પ્રયાસ કર્યો છે

ગસ-રાસેશ્વરી ગધિકાની નેત્રપ'નતી કૃષ્ણ-રાધાના અદ્વૈતનું સાધન હતુ. કનૈયો યમુનાકાઠે વેણુ બજાવતો એ સુણી કંકણરણકારે વ્રજાંગનાઓ યમુનાકાઠે જતી. પછી એક દિ' કૃષ્ણે મુરલીદ્વારા સામવેદનું સગીત રેલવ્યુ ને રાધિકાજીને સગે વ્રજાંગના-રાસ રેલવ્યો ને ૭..૭..માસ આભે થ માવ્યો ચદ્રમાને

સમાધિસ્થ કૃષ્ણ-ગોપીઓના રમણનો એ હતો અનત રાસ એ રાસની ઉચ્ચ કક્ષાએ નજાગનાઓને ઉડાડયા પછી શ્રી કૃષ્ણ અવતરણના કાર્ય કરવા વૃદાવન છોડતા હતા.

શ્રી કૃષ્ણ મથુરા ગયા પછી નધિકાજનુ શુ થયુ ? એ વિષે કૃષ્ણોપનિષદ્, પદ્મ-પુરાણ, દેવી-ભાગવત વગેરે મૌન સેવે છે એ મૌન મને નથી રુચ્યુ, અને તેથી સ્વય રાધિકાજી વૃદાની માળા કૃષ્ણકઠે અર્પે ને પછી કૃષ્ણના મથુરાગમને રાસેશ્વરી રાધિકા રસો વૈ સ ના કઠે અર્પેલી તુલસીની માળાએ સમાઇ જાય, એ ભાવના મે યોજી છે

કૃષ્ણ વિનાના ગોકુળમા કેમ રહી શકે રાધારાણી ? રાધિકાજી એટલે પરાપ્રકૃતિ શુદ્ધ માયા પરમેશ સગ જ હોય ન ?



ત્રીજે ભાગ યોગેશ્વર કૃષ્ણ-મથુરેશ અને રાસેશ્વરે વૃદાવનનુ રમતિયાળ જીવન તજી યુગદ્રાપરમા પાપી માનસ ધરાવનારાઓના ભારે ડોલતી આર્યાવર્તની અમર સસ્કૃતિને જીવત રાખવા મથુરા ગમન કર્યુ ત્યા કસવધ કરી ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો, પણ છતા યે યાદવરાજ્યના સૂત્રધાર તો પોતે જ હતા અને ભારતને બૃહદ્ભારત પણ બનાવવાના હતા એ તો યુગદ્રાપરની વિધાત્રી ગે ભાખતી હતી

હવે મથુરાનો પ્રદેશ સપાટ ને કુદરતી સંરક્ષણ વિહોણો હતો શ્રી કૃષ્ણને ભારતીય સંસ્કૃતિના નાશકર્તા અનેક રાજવીઓની સામે મોરચા માંડવાના હતા એવે કાળયવને મથુરાને ઘેરો ઘાલ્યો યાવની સેનાના પ્રચંડ ધસારા સામે યાદવોનું બળ ગૌણ હતું એ પારખી શ્રી કૃષ્ણે યાદવો સંગે મથુરા તજ્યુ ને સૌરાષ્ટ્રના-સાગરઆરે દ્વારિકાનગરી વસાવી



**ચોથો ભાગ : યોગેશ્વર કૃષ્ણ-દ્વારિકેશ** પછી દ્વારિકાએ વસી શ્રીકૃષ્ણે ભારતવર્ષેથી પાપીઓના ભાર ઉતારવાની પીઠિકા રચવા માંડી દ્વારિકા ભૂશિરબિંદુ પર વસેલું હતું, કેમ કે સૌરાષ્ટ્રદ્વીપને સાગરના જળની કિલ્લેબંધી હતી પછી એ સુરક્ષિતતાએ વસી દ્વારિકેશ શ્રીકૃષ્ણે ભારતવર્ષના રાજવીઓ સંગે સંપર્ક વધાર્યો મૈત્રીની ગ્રંથિ બાંધીને કે રાજવીઓની રાજકુમારીઓને પરણીને અને પછી મંડાણો દ્વારિકેશનો ગૃહસંસાર યુગદ્વાપરે પ્રવર્તતી સંસારની ગુંચવણોને ઉકેલવા

વાચનાર ! એવે ભારતના પાટનગર હસ્તિનાપુરે કૌરવો ને પાંડવો વચ્ચે કંકાસ મંડાણા હતા સંસારની તુલાએ સત્યનું છાબડું પાંડવપક્ષે હતું, અને શ્રીકૃષ્ણે પાંડવને સાથ દીધા



**પાંચમો ભાગ યોગેશ્વર કૃષ્ણ ગીતેશ** પછી કુરુક્ષેત્રની મહાભારત-શેતરંજે વૃંદાવનના વેણુ-બજવૈયાએ યુગદ્વાપરની સંસારશેતરંજે અનાયુધ રહી, પાર્થના સારથિ બની શાંત સમતોલ ચિત્ત રાખી અગિયાર અક્ષૌહિણી સેના સામે સાત અક્ષૌહિણીથી વિજય અપાવ્યો

એમાં અર્જુન-વિષાદ વખતે એણે ગીતાના જે અનુપમ જ્ઞાન દીધાં તે વેદો ને ઉપનિષદનું દોહન છે સર્વોપનિષદો ગાવો દોગ્ધા ગોપાલનન્દન

ભારતવર્ષે અવતરી યોગીઓના એ ઇશ્વરે અતરગણની સિદ્ધિ કરી કુરક્ષેત્રના સહારયજે પાપીઓના હવિ હોમી પૃથ્વીનો ભાર ઉતાર્યો

અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના પ્રયોગ પછી ઉત્તરાની કૂખેથી મૃત બાળ પરીક્ષિત ઊનરે છે ને યોગસિદ્ધિએ શ્રીકૃષ્ણ એને જીવતદાન આપે છે ૧૫૪-મા પ્રકરણમાની યોગસિદ્ધિની પરાકાષ્ટા સાનમા સમજાવવાનો મે પ્રયાસ કર્યો છે યોગેશ્વર કૃષ્ણના ૭ મે ભાગમા 'પાતજલયોગદર્શન' ના આધારે મારી બુદ્ધિ અનુસાર શ્રીકૃષ્ણના ચમત્કારોના ઉકેલ શોધવા મે પ્રયાસ કર્યો છે. એ કેટલે અશે સફળ થયો છે તે તો આપ વાચનારમાના યોગાભ્યાસીઓ જ કહી શકશે

મે ઉચ્ચ કોટીના નહિ પણ હલકી કોટીના યોગના મનોબળના પ્રયોગો તો પ્રત્યક્ષ નિરખ્યા છે, અને મને ખાતરી થઇ છે કે સાત્વિક આહાર-વિહારે ને યોગ-અભ્યાસે યોગસિદ્ધિ દુષ્કર નથી.

એક દશ્ય મેં મુબઇમા નજરે જેયુ હતુ આપણા એક હિંદી મ'ન-રાજનુ વજન ૨૩૦ પાઉંડ કાટાએ જેખતા મે જેયુ, પણ પછી સ્તભન કર્યું ત્યારે ૪૬૦ પાઉંડ થયુ. હવે રામાયણકાળમા અગદનો પગ કોઇથી ન ઊપડયો...કે કુરુક્ષેત્રમા શ્રીકૃષ્ણ સંયમે પાર્થરથ એક તસુ યે કર્ણના બાણે પાછો ન હટતો, ને પછી અર્જુનના વધ્યા અહકારે શ્રીકૃષ્ણે સ્તભને વિદારી ભાર ઓછો કર્યો ને કર્ણબાણે રથ દડા જેમ ઊડયો, એ યોગ પ્રક્રિયાની પ્રતીતિ દે છે.

હુ પોતે જ......પ્લેટો, ટાલ્સ્ટૉય, રસ્કીન, ઇમર્સન, સ્વીડન-બોર્ગના ગ્રથો વાચી મથને ડોળ્યો પછી રાજકવિ કનાપીનો 'સ્વીડન-બોર્ગના ધર્મ-વિચાર' ગ્રથ વાચ્યો. કનાપીએ હદ કરી છે.....અને

કદાચ એ જ કારણે ધર્મ-અભ્યાસી મણિશંકર રત્નજી ભટ્ટ ઉર્ફે કવિ કાન્તે ક્ષમાપનાના આ લેખથી ખ્રિસ્તી ધર્મને અપૂર્ણ માની ફરી હિંદુધર્મ સ્વીકાર્યો હશે

એ વિચારથી હું ગડમથલમાં હતો એવે અરસામાં પોલ બ્રંટનનું 'The Search in Secret India' નામનું પુસ્તક મારે હાથ પડ્યું એ નિરીશ્વરવાદી પૉલ બ્રંટન પ્રથમ આફ્રિકાના પીરામીડ તરફ ગયો ..અને પછી ભગતી મન પ્રેરણાએ રમણ મહર્ષિના આશ્રમે જઈને ત્યાંથી વારાણસી ગયો ત્યાં એને એક યોગી મળ્યો એને પૉલ બ્રંટને એના મનોમંથનની અને યોગ વિશેની જિજ્ઞાસા રજૂ કરી પરિભ્રમણની કથા કહી પછી એક ચકલીને મારવાનું કહ્યું, પૉલ બ્રંટને તેને મારીને બરાબર તપાસ્યું કે 'એ જીવવિહોણી છે!' પછી પેલા યોગીએ એને જીવત કરી!

આ કાળે જો વારાણસીનો યોગી ચકલી જીવત કરે તો ઉત્તરાપુત્ર પરીક્ષિતને કેમ ન જીવતો કરે યોગીઓનો યે ઈશ્વર કૃષ્ણ?

પશ્ચિમના વિજ્ઞાનની અસરે ઘેરાયેલા આપણા માટે એકદમ યોગ વિશે જાણવું બહુ દુષ્કર છે. Science has studied external world and Yoga internal world ગુરુઓ પણ અધૂરા પાત્રોને એ શક્તિ નથી આપતા–એવી બીકે કે એ એ શક્તિનો દુરુપયોગ કરે હજારો વર્ષ પૂર્વે ભારતની નાલંદા યુનિવર્સિટીમાં ફક્ત ઉચ્ચતર માનસિક ભૂમિકાએ પહોંચેલાને જ જ્ઞાન ઝીલવા આપવાની પરવાનગી મળતી એ તો ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા છે

પરમયોગી રામકૃષ્ણ પરમહંસનો એક દાખલો છે કે 'અષ્ટાવક્ર સંહિતા' એ ખાટલાના ઓશિકા નીચે સંતાડી રાખતા ફક્ત સ્વામી વિવેકાનંદને જ એ વંચાવતા કે જેણે ધર્મના ઉચ્ચ જ્ઞાન સહેવામાં સહેલી

રીતે પશ્ચિમમા પીરસ્યા પૂર્વ ને પશ્ચિમની સસ્કૃતિનો શો ભેદ છે ગે વિષે સ્વામી વિવેકાનદે વિલાયતમા એક પ્રશ્નકારને સક્ષેપમા કહ્યુ હતુ કે ' You live in time and we live in eternal ! ' એ જ વિશિષ્ટતા છે આર્યસસ્કૃતિની અમર સસ્કૃતિ છે આર્યાવર્તની જર્મન કવિ ગેટેના એક દૃષ્ટાતે આપ રીઝશો ગેટેએ સસ્કૃતનો અભ્યાસ કરી મહાકવિ કાલિદાસનુ ' શાકુતલ ' વાચ્યુ, ને પછી સ્વદેશ જર્મની જઇ માથે ' શાકુતલ ' મૂકીને એ નાચ્યો હતો !

" ગાંડો ગાડો ગાંડો ! ' પણ શુ ગાડાના ભરાય ગાડા ? અને ગેટેએ કહ્યુ પૂર્વે ઊગે સૂર્ય ને પશ્ચિમ એના તેજ ઝીને છે હજી તો ' શાકુતલ ' વાચ્યુ છે મે, પણ એથી શ્રેષ્ઠ તો ' રામાયણ ' ને ' મહાભારત ' છે, અને એ વચાશે ત્યા લગી અમર છે આર્યાવર્તની સસ્કૃતિ ! "



ભાગ છઠ્ઠો યોગેશ્વર કૃષ્ણ—યોગેશ મે ' ગીતેશ ' પૂર્ણ કર્યા પછી ' યોગેશ્વર કૃષ્ણ–યોગેશ ' લખ્યુ મને એક મિત્રે પૂછયુ કે શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર પછી પચાસ વર્ષ શુ કર્યું ? ' અને મે ઉત્તર આપ્યો કે ' ભૂસાતી સસ્કૃતિને ફરી સજીવન કરવામા પ્રોત્સહન દીધુ '

મહાભારત ભગવત શાકર ભષ્ય વગેરે અનેક અમર સહિત્યના બીજ એ શાતિના સમયે વવાણા છે

અત્યારના જમાન મા તો શાતિ જ આપણે વિસારી છે Leisure is the lost art of modern world કુદરત એ પરમશાતિના પાઠ શીખવે છે પણ કોને પરવા છે એ ઝાંનવાની ?

ઓમ્...ઓમ્...ઓમ્...' એ ૐકારની શાંત છાયા યોગેશમાં આલેખવાનો મેં પ્રયાસ કીધો છે. માંડુક્ય અને છાંદોગ્ય ઉપનિષદના સામવેદનો ૐકાર સ્વર મેં એમાં ગૂંથ્યો કે જ્યારે સિદ્ધાશ્રમના યોગેન્દ્રી શ્રીકૃષ્ણના દર્શને દર્શિકા આવે છે.

યાદવાસ્થળીના શાપ પઠો મેં ઉદ્ધવના જ્ઞાને મારાં ઉપનિષદોનાં અધ્યયન સંક્ષેપે ગૂંથવા પ્રયાસ કર્યો છે.

પણ પઠો ' તુલસીશ્યામ 'ની સ્થાપના.

રૈવતાચળ ગિરિવને ( ગિરિનારને છાંયે ) તુલસીશ્યામ તીર્થધામ છે એની સ્થાપના—ઉત્પત્તિ—ના ઇતિહાસનુ તથ્ય ગમે તે હોય: પણ મારી કલ્પનાએ તો શ્રીકૃષ્ણક કે અર્પેલી જે તુલસીની માળાએ રાધિકાજી સમાણાં હતા એ માળાનુ ' પ્રભાસગમન, ' ' યાદવાસ્થળી ' ને ' ત્રિચકવેધ ' પહેલાં શ્રીકૃષ્ણ ગિરિવને સ્થાપન કરે એ મને વધુ સુયોગ્ય લાગ્યું છે.

યોગેશ્વરે વૃંદાની માળા પધરાવીને ' રાધા—તુલસી 'ની ને ' શ્યામ—ઘનશ્યામ 'ની ઉપાસનાના પવન વાતા રાખ્યા છે. જે સંસારીઓ એ ઝીલે એ જગ તરે !

કેટકેટલાં આ ઝીલશે, કહેશો ?

વિશ્વનુ જ્ઞાન સંસારીઓને પુકારીને કહે છે કે ' જાગો ! જાગો ! ને ડગ ભરો લક્ષ્યે રાખ્યાં નેત્રે ! ને નેત્ર જીતો અનામીનું ! ત્યાગ છે પરમ સિદ્ધિ સંસારના સ્વરપ્રતિસ્વરની, જેના તારએકતાર મુક્તિલક્ષ્યે લાગ્યા...... લાગ્યા છે !

સર્વં ખલ્વિદં બ્રહ્મ ॥

# અનુક્રમ

## ( ગોકુલેશ )



## ( રાસેશ )

( મથુરેશ )

( દ્વારિકેશ )

( ગીતેશ )

( યોગેશ )



ચિત્રકાર : સોમાલાલ શાહ　　　આરાધિકા રાધિકા

# યોગેશ્વર કૃષ્ણ

## [ રાસેશ ]

## ( ૨૨ )

## ગોપીવસ્ત્રહરણ

યૌવનભર્યાં અમ આજ
રસહેલકે ચડયાં,
ને આભગોરંભેથી ઊતરતાં,

ઘનના ઘનનાદ, કૃષ્ણમસરીના નાદ,
અષાઢી રાતના ઘેરા ઘનનાદ.

×

રાસપ્રિયા રાધિકા, ચાલી રાસેશ્વરને સાદ,
સાન-ભાનને વીસરી એકોઽહમ્‌ને નાદ

×

ઘૂઘરીએ ઘમઘમતા નૂપુર-ઝાઝર-નાદ,
રાધા અભિસારિકાના મીઠડલા મનનાદ,
અષાઢી રાતના ઘેરા ઘનનાદ.

o o o

અને ડગ ભર્યાં મેઘનડી રાતડલીએ.
પણ પુન સચરી રહે આરાધિકા રાધિકા
આરાધ્યની એકનિષ્ઠાએ કહેશો કોને . ?

પછી વીત્યા રજની પ્રહર.
ઉષાએ ઓઢી નવરંગ ઓઢણી,
ને સહિયરસંગે સંચરી એ યમુનાવાટ;
શું મનડાના કામાગ્નિને ઠારવા ?

એ યમુનાજળે
ઉર તરંગ-હેલે વહેતા તા
મદભર મધુર ડોલને
એવે ડોલતીડોલતી,
ઉરભારે કટિએ લચકતી,

કાંઠલે નીર મેલીને
યૌવનમદીની નર્તનાર
કાલિન્દીનીરે ભળી,
યમુનાના શ્યામ નીરે
પ્રગટાવતી શતશત સૌન્દર્ય-પોયણાં

એ પ્રભાત
અનેરું દીપતું હતું યમુનાજને
ને અરુણરાજના રંગકિરણ
આજ કરતાં તાં સ્પર્ધા
એ હતાં જોબન-નવરંગ
કમળ શાં અંગ પાંખડીએ ખીલતાં
વૃંદાવનની સૌન્દર્ય-શોભન-સુંદરીના
એની શોભતી શોભાને
ઓપ ચડાવતાં હતાં
ચંદન-લેપનના રંગ,
ઉર-કૂંડાએથી સરીસરી
રંગ-છાંટણાં છાંટતાં
કાલિન્દીના શ્યામળાં નીરે
' સખી ! પ્રાતઃકાળે યમુનાસ્નાન
આજ ભાસે છે ઉષ્માભર્યાં ! '
' વૃષભાનદુલારી ! વર્ષાનાં નિત્યનવાં નીર
સરિતાના વહેતા વહનને

ર છે ઉષ્મા આજ ! '

અને જળક્રીડાએ
ધાટતીછ ટકોરતી પાણીડા
રાધાદુલારી રમણે ચડી !

એ દૃશ્ય...
અણમૂલુ દ્રષ્ટાને હતુ.
સર પ્રકૃતિસૌન્દર્ય આજ
સુંદરીના સ સાર સૌન્દર્યભાવનાની
અવધિએ જાણે ઊડતુ 'તું.
ને સોળપાખડિયા તટપ્રદેશના કમળ
પ્રતિબિંબે શોભનસોહામણા
શણગારતા'તા કાલિન્દીનીર
સરિતા-સપાટીએ ઊછળતા
હૈયાના કનક-પોયણા જાણે
સ્નાન તી વૃન્દાવનનારીના
રસહેલે ચડયા હતા
ને પયોધરે રસબિંદુ બાઝ્યા
શોભતા'તા તારાગણ શા !

એવે ભાસ્કર સમ ઉદયાચળેથી
પછી કૃષ્ણજી પ્રગટ્યા.
ને કાલિન્દી-તટે

મધુકર નટખટ નંદકિશોરે
સ્નાનલીનાં હર્યાં ચીર,
મહેક મહેક મહેકંતાં મીઠાં,
યૌવનના પરિમલ ને
અગાધ સૌન્દર્યના પ્રસરાવતાં
પછી બેઠા કદંબની ડાળે
મલકામણા ફેરી ફેરી
મુગ્ધનયનોથી મર્મવેધક બાણ
ફેંકી સ્નાન કરતી સુંદરીઓ પ્રતિ,
અંગે મોહંતાં'તા જેમને
જળ-અંબર સોહામણા

એ દૃશ્ય ...
લાખેણા લજ્જા લહેરાવતું'તું
કાલિન્દીના વહેતા તરંગે

એ નિહાળી વદી
સ્વયં લજ્જાભરી લજ્જાકુમારી
સ્નાનપ્રિય રાધિકા,
"સખી ! શા ઉધામા છે
હવાને નંદકિશોરના ?"
"વૃષભાનદુલારી ! હર્યાં ચીર,
પણ નહિ તમ એકલાના.

શા હેતુ હશે એમને હૈયે ?"
અને લજ્જામણી રસરમણીવૃંદે
મહીંમહીં વિચારી ઘટના
ને આણ્યા ઉકેલ.
પછી વદી રાધાદુલારી
યમુનાપવને પાકવતી વેણુ
કનૈયાને કદંબકેરી ડાળે,
" કનૈયા ! ચિત્તડલાં ચોર્યાં ને
શાં વળી ચોર ચોરવાનાં ?"
અણુત્તિર મલકામણું સર્યું
તરુછાંયની કુંજેથી.
એને ઝીલવા પ્રેમે
રસ–પિપાસુ અધીરી એક
ડગ ભર્યાં વગીરેક,
ને છાતીડૂબ પાણીડાં
રહ્યાં કટિ–ડૂબ્યાં.
એ નિહાળી વદી
વૃષભાનતનયા મુખડે,
" વિશાખા ! સહિયરવૃંદેથી સરી તું
ને ઉરેથી સર્યાં છે ધીરાંધીરાં
જળ–અંબર ઢાંક્યાં !
શું નિર્લજ્જ કનૈયાને
પરાજય નિર્લજ્જતાએ દેવા છે ?"

એ વેણુને હતા
ભર્યાભર્યા કટાક્ષ.
એને ઝીલીઝીલી,
અન્ય સહિયરના હૈયા—અભિપ્રાય પારખી
વિશાખા વેણુનાં વદી,
" વૃષભાનદુલારી ! નિર્લજ્જ હશે કહાન જો
અમે યે તો ગેવશુ લજ્જા ! "
અને અન્યને સંબોધતી વદી વિશાખા,
" અની ! ચપના ! ને આનંદા !
રતિપ્રિયા ! ને રૂપવિલાસિની !
શાશા છે તમ મંતવ્ય ? "
ને વદી ચપલ વેણે ચપના,
" સખી ! શઠમ્ પ્રતિ શાઠયમ્ કુર્યાત્ ! "
હાસ્યના ઊછળ્યા તરંગ,
ને ભળ્યા વહતી કાલિન્દીએ
એમાં ઝૂલીઝૂલી
આનંદપ્રિયા આનંદા વદી,
" સખી ! આનંદસ્વરૂપ છે કહાન . ! "

એના વેણુનાના વહેણુને
કરે અનરોધી હસતી વદી
રતિપ્રિયા યૌવનભરી,
" સખી આનંદા ! આનંદની છે પરાકાષ્ઠા

રતિરમણુ રંગરસિયા સગે ! "
અને રૂપવિલાસિનીએ
ડગ ભર્યાં લગીર આઘા,
શુ રૂપે આજવા રૂપ-રૂપેશ્વરને ?

પછી સ્પર્ધા એની
રાધિકા હૈડે જાગી તરત
ને સર્યાં મર્મવેણુના;
" રૂપવિલાસિની ! થોભ લગીર
રેનાય છે રૂપ ને લાજ
આચ્છાદતા જળ-અબર ઉતાર્યાં
હનનાય છે રસવાટકડી તારી ! "
" વૃષભાનદુલારી ! હસવાશે તો યે પછી
રસમા ભળશે રસ ! '
" છનકાશે તો રસ-દાન ! "
" વૃષભાનદુલારી ! છનકાશે દામ તેયે
ભળશે રસકાનિન્દી-નીરે
યમુના-આરે પ્રેમના સુવાસ
ને મન્દાકિની-આરે દેવો વસે છે.
નિત્ય યૌવન ને કામ-પ્રણયવિલાસ
છે જીવનધર્મ એમના.
ને ગગાધારે છે
પુણ્યાશ્રમ સંસારમુક્તોના.

વૃષભાનદુલારી ! કહેશો લગીર
કે કોણ મરિતાને આરે
છે શ્રેષ્ઠ ઉચ્ચતમ પ્રસ્તાન ?"

અને વ્રજની વલ્લરી
પ્રતિકૂળ રાધિકાને ભાસી.
મૂર્છાઇ ઢળણી દીધી
પાતાળને પ્રશ્નવા એણે,
કે " શા શા દૃશ્ય છે આ ?
શું સર્વ ગોપી વ્રજની
ગોપાનપ્રેમ–અભિલાષિણી હશે ?"
એ હતો બ્રહ્માની બ્રહ્માંડસૃષ્ટિએ
પરબ્રહ્મરચિત નેપથ્યે નાટારંભ.
ગોકુલેશ્વરપ્રિયા રાધિકા રમતી.
શૈશવરંગી જવનિકા પૂઠે સંચરી.
ને રમતો કનૈયો......!
" ગોપી ! નવકમલ શી શોભા
છે તમ સૌન્દર્યની.
બન્ને પ્રભાતપ્રહર વીત્યા,
ને એમ એમ વીતશે દી'.
પછી રજની રેલાશે.
કુમુદ ઊઘડશે રસાળ
ને પ્રશ્નશે તમ કમળસૌન્દર્યને કે

'શા શા દિનમાણીગરના
ધરતીએ નિહાળ્યા'તા ખેન ?' "
અને અન્ય અનખેનડી હૈયાભાવે
ઉત્તર દેતી વદી એક,
" કૃષ્ણજી ! કહેશુ કે 'નિહાળ્યા'તા
કનૈયા–માણીગરના ખેન !'
શી નઝમ્ય ધીએ અમને
બાધ્યા છે ? "
" વ્રજકિશોરાગના ! નઝર બાધે વેરાગણ.
અમે તો વણઢાક્યા સૌન્દર્યના
પૂજારી ! "
" શાશા વેણુલે રહ્યા છે
કનૈયાજી ! કહેશો મર્મ ? "

એ વિશાખાવેણુલે
અન્ય રસ–શાખાએ સહિયર ડોલી,
ને ડોલ્યો કનૈયો કદબની ડાળે.
" સ્નાનતી સ્નેહ–રસસુદરી !
રસના લહાણા અધિકા
મર્યાદાથી લેવાય નહિ
સંસારના બાધ્યા લીટા
ઓળંગી સચરો અહી.
અધિકા નીતરશે રસ
ચીર પહેરતાપહેરતા યે ! "

પછી કનૈયાવેણુતે
ઉત્સાહ ને નિરુત્સાહના
ઊઠચા તરંગ અનેક,
ને લાવણ્યમયી એક લલનાએ
શ્રેન્તા લીધા સુંદરીએ દે

અને
સૌન્દર્ય હેને ચડયું ગળે !
છૂટી હતી કેશાવલિ ને
મુખડે હતા લજ્જાના લીટા
નયનો નાચતા નખરાળા
હૈયાના કહેતાતાં ઉલ્લાસ.
ઉરે બે ચક્રવાક પંખી
ચનગનતા નીરે નીતરતા
કનૈયાને મારતા'તા હૈયાબાણ
એ નિહાળતી રાધિકાએ
ઘડીક ઢૂબકી દઇને
નીરભર્યા લોલ્યા નેણ
પછી જાણે અન્ય કમળનંદની કિશોરી
તરતીના મેનીને સાથ
કાંઠડે સોહંતી પધારી
મધુર મુખકમલ મનકે
ને લોચનિયાં ઉરે ઢાળી

ધરતીને નિહાળી રહી ગોપરમણીઓ

પછી કદમ્બ કેરી ડાળેથી
અંબર લઇ વ્રજકિશોરીના
કિશોરલાલ કાહ્‌ડે ઊભા
ને પ્રકૃતિસૌન્દર્યની આજ
અવધ બેહદની હતી
અંગેઅંગે પાંગરેલા જોબન
વિચરતા'તા વિલાસના વિશ્વે.
" પધારો, સર્વાંગસુંદર સુંદરીઓ !
જોમનને આવકાર છે જોમનના ! "
અને કામાતુર રસકિશોરી
કામજિતેશ્વરને કામબાણે
ધવાઇ ડોલી અંગેઅંગે
પછી એ નિહાળી મલકી,
વેણુવા વદ્યો કનૈયો,
" નજની યૌવનકિશોરી !
દકાય નહિ યૌવનસરોવરિયા !
અંગ-જોમન-ફુવારાની,
પ્રતીતિ ભાસે છે વ્હાલા
યમુનાના નિહાળો નીર,
ધીર આજ અધીરા ભાસે છે,
સંસારે નાખતા ધા

કે 'વસ્ત્રવિહોણાં નારીસ્નાન
કિશોરી ને સોહાગણનાં
ગીતવંતીની શી આદર્શ-ભાવના
મોહાવે છે વ્રજભૂમિએ ?' "
એ કનૈયાવેણુએ અન્યોન્યે
લાખેણી લજ્જાની હણી ઝાંય;
ને એની ઓથે
આચ્છાદ્યાં અંગે ચીર
નયનબાણે વીંધાતાં કે વીંધાતાં;
અને સર્વ કિશોરી પૂછે
ભાગ્યધારી વ્રજભામિની
વૃષભાનતનયા રાધાકિશોરી
અકેલીઅકેલી યે રોષ-લજ્જામિશ્રિત
ઊભી જાણે સૌન્દર્યપ્રતિમા શી.
" કનૈયા ! ચીર હર્યાં વ્રજકિશોરીનાં
નગ્નદેહે યમુનાતટે આવકારી.
ભલા ! શા શા મર્મ ભર્યા છે
અહીં ?"
" રાધે ! પારખના છે મર્મ !"
" કનૈયા ! કેવીક એ પારખ ?"
" રાધે ! સંસારવિરક્તિની પારખ !"

અને હસી હાસ્ય
કટાક્ષભર્યાં એ, ને વળી

" કનૈયા ! ભની સંસારવિસ્મૃતિ ને
સમસ્યા બ્રહ્મ–એકનિષ્ઠ–એકતારની
કુનવધૂ વ્રજનીને દીધી
ને કુમારિકાઓને
અંગઅંગે કરસ્પર્શન કરી ! "
" રાધિકા ! એકનિષ્ઠ–એકતાર હૈયાના
બજાવે છે યુગનવીણા
સંસારે નર–નારીની
પ્રણયાવલમ્બન ને પ્રણયાવનમ્નિની
સંસાર સુહાવે છે ! "

પવન લહેર્યો
શીતળ પણ ઝપટાવતો વ્યું
ને ઝપટાઈ અંગાંગ વિસ્મૃતિ
નડતું આલ્હાદક ભાગી
ને પહેરાવ્યાં ચીર
ને રસ–રસેશ્વરે રસ રસેશ્વરીની ગૂંથી
વેણી ઝૂલતી રસાળ
" રાધે ! કેશાવલિએ તુજ
નાજેવાજે પરોવ્યાં છે મોતી
નાખ્યાં સૌન્દર્ય–સાગરેથી !
પછી રાધિકા–કેશાવલિ ગૂંથી મનકામણે
મીવાએ પહેરાવી રસ–શૃંગારમાળ

હૈયે સોનલ સોહાગી કંચુકી...
કંચુકીની લીલુડી કોર બાંધી,
કટિએ મેખલા ગ્રહાવી,
ને ઢાંકી લાખેણી લજ્જા

અને......[2]
ડગ ભર્યાં સજનેડલાં
રાધા–કૃષ્ણ રસ–યુગલે
અબોલ હતાં એ, પણ
પંખી કિલ્લોલતાં નહોતાં અબોલ
એવે કુ...ઉ.. કુ બોલી વ્રજકોકિલા.
ને વાટ આવી વૃષભાનનગરની
વૃષભાનદુલારીએ મૂકી વૃંદાવનવાટ,
ને કૃષ્ણના સાથ મેલ્યા.
એવે ફરી બોલ્યા કોયલરાણી,
ને મલક મલક્યા મુરલીધરમુરારી
લોચનિયાંના લાગ્યા દોર
ગૃહદ્વારે વિખૂટતાવિમુગ્ધતા.
પછી રસભીંજ્યે ગીત રેલ્યું

× × ×

"હું તો નાહતી'તી જમનાને ઘાટ,
ત્યાં આવ્યો કનૈયો મારી વાટ,
મન મારું હરવાને...

પ્રહર એકથી નાહતી, પાણીડાં ઉડાડતી,
ડૂબકી–દા' રમતી, જમનાજળે તરતી;
નીરખતી કનૈયાને પાળ,
હું તો નાહતી'તી જમનાને ઘાટ.

વેણુસૂર રેલી, પ્રણયઘેન રેડી,
ચીર મારાં ખોળી, છાનેરા એ ચોરી,
બેઠા કદંબ કેરી ડાળ,
હું તો નાહતી'તી જમનાને ઘાટ.

ચીર મારા અંગે, નીગ્રસ રંગે,
આતમપૂર ઉમંગે, કૃષ્ણસૂર સંગે,
રંગીલી રસિક હું વ્રજનાર,
હું તો નાહતી'તી જમનાને ઘાટ.

આતમ દેહ મેં દીધા, રંગીલે લઈ લીધા
એકતાર કીધા, પ્રણયરસ પીધા,
રસ–રસાળી એ વાત,
હું તો નાહતી'તી જમનાને ઘાટ !"

× × ×

ગીત અટક્યું ને ફરી
રાધિકાહૈયે ઝણઝણ્યા
પ્રેમ–લક્ષણા ભક્તિના તાર.

" ઓ પ્રભુ ! એકતાર ભાવે ભજું છું
કનૈયાને સર્વ સમર્પણે.
પણ અન્ય કેટકેટલીઓ ભજતી હશે ? "

## ( ૨૩ )

## ઋષિપત્ની–અનુગ્રહ

**यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि**
**प्रथमा न्यासन्नतेहनाकम् ॥**

યજ્ઞકુંડે અપાતા'તા હવિ
બ્રહ્મવાદી બ્રાહ્મણમંત્રોચ્ચારે,
**'સ્વાહા'......'સ્વાહા'......**
એ આંગિરસયજ્ઞધૂમ્ર
સર્વત્ર પ્રસરાવતા'તા શુદ્ધતા,
ને વર્ણાશ્રમશ્રેષ્ઠની
અર્ધાંગનાઓ મહાનસે રાંધતી'તી
ભાવે રસભોજનિયાં,
રસવાર્તાના વાંચતી ઇતિહાસ
હૈયાની રસપોથીએથી.
" સખી ! રસનાં છાંટણાં છંટાય
કે કૂંડાં ઢોળાતાં હશે રસનાં ? "
ટીકી રહી એ વદંતીને
વેણી ગૂંથતી એક.
" શી માંડી છે રસ-ચર્ચા આજ ? "
" સખી એક વહેલી પ્રભાતે
પાણીડાં જમનાજી ગઇ'તી,

એવે દીઠો કનૈયો–
ભર્યું ભર્યું છલકાતું ગાયું.
પછી મસ્તક કરી પ્રશ્ન્યો
માન દઈદઈ કનૈયાને,
" નંદદુલારા ! ઉદારાણી રૂપભાનદુલારી
ગયાં ઉદયાચળે ને
માર્તંડરાજ આપ આજ
શું રસ-રમણાએ પધાર્યા છો ? "
" પછી ? બહેની . . . ! "
" પછી ? સખી ! પુન વદ્યો કનૈયો
મલકામણાના વેરી ફૂલડાં,
' રમણી ! વિચર્યો છું રસરમણાએ
શી છે તુંને શ્રમણા
એકનડા મુજને નિહાળી
અકલ્પ્ય પ્રશ્ન પૂછવાની ? '
એ કૃષ્ણવેણુએ સખી !
મનકતી વદી હું કે,
' લાન ! નાડીથી કયા ?
ને અકેના કેમ ? '
અને પ્રત્યુત્તરમાં
રમોત્તરી રસેશ્વરે કરી
મુને ભોળીને ભરમાવી,
લજાવી કહી મુને

' લાડીલી '......' લાડીલી...'
સખી ! એ વાર ! "

સમીર વાતા'તા
યજ્ઞહવિએ શુદ્ધ બનીને.
" સખી ! આપણ તો વર્ણાશ્રમે
ભંડારી બ્રહ્મજ્ઞાનના ! "'
" સખી ! જ્ઞાન વધે કે રસ ? "
" જ્ઞાન......! "
" બ્હેની...! ભુલામણાંએ તું ભૂલી.
રસવિહોણું નીરસ જ્ઞાન
શ્રેષ્ઠ નથી બ્રહ્મના બ્રહ્માંડે ! "

એ વેણુલે આનંદી
મલકામણવિરણહારિણી વદી,
" સખી ! કૃષ્ણજી ' रसो वै स : ' છે.
રસજ્ઞાનનાં લેજે લહાણાં ! "

એવે લેવડાવવા લહાણાં
આવ્યા ગરવા ગોવાળિયા,
આહિરિયાનો લઇને સંદેશ,
" બ્રહ્મરમણીઓ ! સ્વીકારશો પ્રણામ અમારા.
બિરાજ્યો છે ગોપાળલાલ
યમુનાના લીલુડા કાંઠડલે.
સંદેશ અમે આવ્યા લઇ.
કહાવ્યું છે કનૈયાલાલે

કે ' ક્ષુધાતૃપ્તિને કાજ
ભોજનિયાં ભાવે પાડવજો !' "
અને વદ્યો હસમુખો અન્ય,
" ભ્રમરમણીઓ ! આપના પતિરાજ કને
કરી'તી યાચના અમે;
પણ વણફળી રહી
ક્ષુધાને બહેલાવતીબહેલાવતી ! "

અને......?
અન્યોઅન્ય વાર્તાલાપે
રાંધણિયાએ ખણખણ્યાં ઠામ.
થાળ ભર્યાં વાનીવાનીએ,
ને ઝારી ગ્રહી કંચનની
ભાવે જમાડવા ભોજનિયા.
શું શુષ્કજ્ઞાનીની નારીઓ
આજ રસ-જ્ઞાની થવા
સંચરતી'તી ?
યોગેન્દ્ર કિશાર કનૈયો
પદ્માસને વિરાજીવિરાજી,
રમણીની રસ-સરિતાને
આકર્ષતો'તો નિજ પ્રેમસમુદ્રે.
પાંગી હૈયાં હીંડોળે ચડયાં;
સુખકાન્તિ લાવણ્યમયીઓની
લાડના લજામણે લહેરી;

મોહાસ્ત્ર–બાણ કનૈયા–ભ્રૂકુટિએથી છૂટી
લાવણ્યમયીઓને વાગ્યું હૈયે;
હૈયાંએ દીધા લોચનિયાંને સંદેશ,
ને નયણાં ખોલીખોલી
નિહાળ્યા નંદકિશોર.
અનેરી પ્રતિભાએ પૂર્ણ યોગેન્દ્ર
અવનીએ અણુમાં રમંતા.
एकोवशी सर्वभूतान्तरात्मा ।
रूपेरूपे प्रतिरूपो बभूव ॥
પ્રકૃતિને એ હૈયામાં ભાસ્યા,
ને મગનમાં આનંદલહરી છાઈ.
પછી બ્રહ્મરમણીએ પ્રશ્ન્યું
બ્રહ્મના અનંત બ્રહ્માંડને,
ને પડછંદા ત્રિલોકે પડ્યા.
પૃથ્વીએ ઊઘડ્યાં પડળ;
મહીં ગુંજી વિરાટભાવના.
જગતના ઊઘડ્યાં લોચન,
ને કામણગારી કીકીમાં
હતા કાળુડા... કહાનજી !
એને નિહાળીને વદી એક
" બહેની ! પીરસું છું આજ, એવે
મોહિની લાગે છે બેદરારી;
અમોઘ નયણે હર્ષનીર
જ્ઞાન ને ભાન ભુલાવે છે.

સખી ! ભૂલી ભોજનિયા મેં
મેલ્યા મુખવાસ પ્રીતે
હવે ? બ્હેનવી !"

અને ગોવાળિયાપ ગતે
અભરમણી પીરસતી'તી ભોજનિયાં,
ને આનંદતી હતી હૈડે
એવે બે સહિયરને
સાનમાં સમજાવી વાત
વેણુસરિતા વહાવી કહેયે,
" બ્રહ્મજ્ઞાની રાણીઓ !
વિદ્યા ને રસ વિહોણાજ્ઞાન
ભણ્યા પણ ગણ્યા વિનાના
છે આ રસવિહોણા સંસારે ! "

અને ?
મહેક્યા જોબનફૂલડાં,
ને ભ્રમર શા વ્રજગોવાળે
પાંખડીએપાંખડીએ ગુંજી
લહાણાં લીધા રસાળ,
ને મંડાણો રસયજ્ઞ
ઘનઘનયૌવના અને
વ્રજના ગરવા ગોવાળિયાનો,
અને યજ્ઞેશ્વર કિશોર કૃષ્ણ
પૂજી વધ્યા સંસારસત્યવેણુ

" ઓ સુંદરીઓ ! રસ ભળે છે આજ
તમ જ્ઞાન સંગાથે.
પાન કરી પ્રસરાવજો ને સુણાવજો
કર્મકાંડી તમ કંથને કે
' જગત છે રસ-રસીલાનું,
પ્રેમ-ભક્તિરસ સંયુક્ત જ્ઞાનનું
પણ નહિ રસવિહોણા જ્ઞાનનુ ! ' "
એ કનૈયાવેણલે
વારીવારી ગઇ બ્રહ્મરમણી.
રમ-આલિંગન દીધા-લીધા.
વિસ્મૃતિ ભાસી સંસારસંબંધની,
ને લાગ્યા તાર એકતાર તાલ
આનંદની બજતી વીણાએ.
પછી બજવૈયા કનૈયાએ
નમણી નારીના હૃદયતારે
સૂર સમાપ્યા મીંડકામ કરી.
" બ્રહ્મરસરમણીઓ ! રસદેશ વૃંદાવને
પૂર્ણાહુતિ થઈ તમ વાચ્છનાની
ઉચ્ચતર પ્રેમભાવે આજ.
એના એકનિષ્ઠ આનંદે રાચી
સંસારની યજ્ઞવેદિએ
પતિસંગાથે પૂર્ણાહુનિ દ્યો
નિરોધના મંત્રોચ્ચારે.

પરમ મંત્ર એ બ્રહ્મવાદીઓનો છે !"
અને હૃદય–અંગ મેલી મેલીને
અંગનાઓ સ્થિતપ્રજ્ઞ બની
સંચરી પતિગૃહે ડોલતી.

એમને નિહાળીને
પારખી અલૌકિક ભક્તિ
કિશોર કનૈયા ભણીની.
આશ્ચર્યમુગ્ધ ડોલ્યા પતિરાજ
કે શા શા શ્યામસુંદર–પ્રભાવ
ને એકાગ્રચિત્તવૃત્તિ–ભાવના
છે નિજ અર્ધાંગનાઓનાં !
" બ્રાત ! યજ્ઞ કર્યાં અનેક,
ને જ્ઞાનની કરી ચર્ચા,
લીધી ન એકાગ્રતા તો ય.
પ્રાપ્તિ તેની સહજ સુલભ થઈ
સુભાગી સુપત્નીઓ આપણીને !"
" દેવ ! ભાખનારા આજે ભાખે છે;
પણ કૃષ્ણજીની બ્રહ્મ–ઓળખ તો
જન્મોજન્મની પ્રાપ્તિની છે !"

અને રટણ કરતી રમણીનો
એવે ભેદીને સુમધુર સ્વર સંભળાયો,
" કૃષ્ણજી...કૃષ્ણજી ! કૃષ્ણજી...કૃષ્ણજી !"

( ૨૪ )

## ગોવર્ધનધારી

એ હતી ઋતુ વર્ષા.
નિર્મળા આભે ઘૂમ્યાં વાદળ,

કે મેહ ઝીલે ગરવા લોક
કનૈયાની વ્રજભૂમિના.
અને......?

એ મેહતૃપ્તીલી ધરાએ
નવજોમે વહ્યા યમુનાજી
વેગે કરતા સાગરમિલન-પ્રતીક્ષા
ઓઢણી નીલપેરી ઓઢીને
વ્રજની રસાળ ભૂમિએ
ઓઢ્યા લીલુડા વાઘા
ખેલ-ખીલોણા ખેલનરા
ધરતીએ ઊડતા ચાલતાને

એને આનંદીના નિહાળી
શોભાવી નેહ નીતરતી મેહ-વાદળીને
ભાનુરાજે રમણાએ ચડ્યા,
ને આકાશરંગીના ખેંચી ચીર
લજ્જાનતા'તા રંગ-વાદળીને
પછી ચીરની દેતા આડ
કે ન નિહાળે પૃથ્વીના લોક.
રંગરમણાએ ચડેનાતે
શું વસ્ત્ર-હરણ થતા હતા
આકાશ-ગંગાને તીર ?

ને મુરારિ મોરમુગટધારી
નેહની વેણુ વજાવે ! ”

પછી......?
પ્રભાત પૂરું થયું 'તું,
મધ્યાહ્ને સંચર્યા તા માર્તંડરાજ,
તો ય ઊગંતી મિલન–આશામાં
માણવાં હતાં એને રસ–સ્વપ્ન
ને સાકાર કરવી'તી પ્રેમ–કલ્પના
છબીલા એ બંસીધર સંગાથે.
સોણલા સેવતી મુરારિના,
બાવરી બનીને વિલાસ–દશાએ.
ઉર–કળશ ધરતીએ ઢોળાતા'તા,
છલકાવતા એના હૈયાના માધુર્ય.
પવને ઊડતો'તો ઉત્તરીય પાલવ.
લગીરે એને નહોતું ભાન
કે આમતેમ ટહેલે છે સાહેલીઓ.

એવે એક આવી... ..
ને ઘડીક નિહાળી રહી
પર્ણોની પ્રાચ્છાદિત શય્યાએ
પોઢેલી વ્રજકુમારીને

ખેતરની અડેલીઅડેલી
ચંપક-જોડલાના ચંપક-ફૂલડે
મનડાના કાંતકાઈ મન-તરંગે

એવે વદી સખી,
' ભગવાનના ! ની આધિ છે આજ
સમાધિ પ્રેમ-યોગેશ્વરની ?
હેલે ઊછળે છે સાગર,
ને હેલા ખાય છે ઉર-મોજાં.
મીન-લોચનિયાં ઘૂમે છે વમળે.
દેહ-નાવડીએ તુફાન જાગે છે.
અશ્રુ-પ્રશાંતના કયા પાણીની
સફર છે ? '
' સજની ! મધુસૂદન આવ્યા ન હજી.
માધુર્યભરી ઋતુ વર્ષા
અલૂણી લાગે સલૂણા વિના.
રોમે દ્રુગમ ને રસોત્કંપ થાય છે
એની મધુરી સ્મરણાએ
કાં' મૃગલોચનીના
ઉર-સરોવરિયે ખીલેલા ફૂલડે
પૂરાયા નો નહિ હોય ને મધુકર ? "
રાધાકિશોરીની આંખડીમાં

કીકીએ માંડયાં ફેરણાં.
મલકી સહિયર એ નિહાળી
વેણુમાં કહેતી મર્મે,
" સખી ! ઝૂલો છો બે સીમાંતે
નંદગાંવ ને વૃષભાનનગરના;
પણ સુણજો સાહેલીબા !
' ઇન્દ્ર-યજ્ઞ અટકાવ્યો કનૈયાલાલજીએ, '
એમ કહેતાં'તા વ્રજના લોક.
ને પુનિત પ્રભાતે કાલ
છે ગિરિ-ગોવર્ધન-યજ્ઞ ! "
રાધિકા એ સુણી ઝમકી,
ને રમણાએ ચડયું સર્વ સૌન્દર્ય.
દિગંતદર્શને સૃષ્ટિ નિહાળી
પ્રકૃતિ-એકતાના યોગદર્શને,
ને લાધ્યું ક્રાન્ત-દર્શન.
મલકામણું મુખડે સર્યું,
ને પછી ઉચ્ચર્યાં વેણુ,
" સજની ! આપણુ વ્રજવાસીને
ગૌ-વર્ધન કરવાનાં; ને
વનના વાસ એ આવાસ છે.
મનુષ્ય છે ભોકતા, ને
ધરતી ભોજ્ય છે.
અવશ્ય ઉકેલવી છે સમસ્યા

કૃષ્ણ-કનૈયાલાલને આ !"

અને......!

એ બીજું પ્રભાત...!
ગિરિ-ઉત્સવ માણ્યો વ્રજે
આનંદના પૂર્ણ પૂર્ણ હેલાએ,
ને પ્રસરી સુવાસ અવકાશે
પ્રભુતાપુના અગંધ-બંધને
વિસ્મય જગના ગૃહોપગૃહે
અને ઇન્દ્રલોકે ..!
સ્વર્ગલોકરાજન કોપ્યા
કે ભૂલોકે વ્રજ નાનકડાએ
અવરોધ્યા મુજ પ્રાબલ્ય !
અને કોપીને દેવેન્દ્રે
પૂર્ણનીર 'સાવર્ત ક' ના
ધોધ અસ્ખલિત વછોડ્યા
કે વ્રજના કરે વિનાશ !

અને... .. !
આંધી આભે છવાઇ,
આચ્છાદિત પહાડ શાં વાદળ
આકાશે વ્રજને ઘેરતા

છવાયો ઘોર કાળ અંધકાર
ગાજ-વીજને ધણુણાટે
ધરતી યે ધ્રૂજવા લાગી
ને પછી ઝમઝટ તૂટ્યો
અસ્ખલિત ભીષણ મેઘ
પવનના તુફાન સંગે
વૃક્ષ ઢાળ્યા, ને પછી
વેરાન કર્યાં ટહોને
ભાભરડા ભીષણ દેતી'તી ધેનુ
રુદન બાળ-ગોવાળના
હૈયના ચીરતા તા પડ,
ને ટાઢે થરથર કંપતી માત
ગોદે લેતી'તી બાળ !
શું મહાપ્રલય ?

અને નંદવર
એકનું-અટૂલું ઊભું'તું
ટાપુ શું મહાસાગર મધ્યે
જળ-પ્રલય વચ્ચે ભાસતો'તો
ધરા યે સંઘરતી નો'તી નીર
જૂથે મળી'તી વ્રજ-નર-નાર
મહા ઉલ્કાપાતે ડૂબ્યા તા સૌ

ને આજે અટ્ટહાસ્ય કરતાં'તા
ગડગડતા ગમઝટ મેઘ.
વીજળીના કડાકાભડાકા
ધરતી ચીરી પાતાળ ફોડી
જાણે છલકાવતાં'તા પાણી.
શિલાવત્ સ્થિર હતાં માનવ
અન્યોન્યની હૂંફે હૂંફે.
ચિતાર કારમો હતો–
દિલ હલાવનો, દુઃખિયો.

એ નિહાળીને......
જાણે વ્રજરાણીએ વાટ લીધી
વ્રજરાજન-મિલનની.
એને ઉકેલવા હતા
મૂશળધાર મેઘના મર્મ.
એને ઉકેલવા હતા
વ્રજ–નર–નાર–સંરક્ષણના ભેદ.
એ સુસવાટા કરતા પવન
ને મેઘધાર ઝીલતી
રાધિકા કૃષ્ણ-મિલને સંચરી.
નહોતા એ અભિસાર,
પણ હતા વ્રજવાસીના

પ્રલયેથી ઉગારવાના સાર.
અને...... ?
' કૃષ્ણ...! કનૈયા...! ગોપાલ...! '
હવા-ગિરિએથી પવનસુસવાટા સંગે
કૃષ્ણકર્ણે સુણાઇ સૂરાવલિ;
ને વિચારંતા જૂથેથી સરી
ઝીલી એણે બાર મેઘની ધાર
અમોઘ મૂશળધાર વર્ષતી,
જે ઝીલતી હતી ને
ભીંજતી'તી નખથી શિખ લગી.
" અ...હા...! શું પ્રકૃતિ-સૌન્દર્ય !
મગ્નતમા- રાધાદુલારી ! "
એવે...?
કનૈયામિલનની વાટડલી નિહાળતી
ચડી હતી રમણાએ આજ.
"કૃષ્ણ ! પરિહાસની યે હોય સીમા.
બીનો દાહ વ્રજે લાગ્યો છે,
એવે મલકામણું તુજ મુખે
પ્રતીતિ દે છે કાળ-ભૈરવની ! "

અને વીતી શાંત પળ એ;
ને રાધાના મૂક મુખડેથી

શોભન ઉર–હેલાનાં
મુજ મનડાની એકાગ્રતાને
એકાગ્ર કરે છે ધારણા–ધ્યેયે.
શા સૌન્દર્યના રંગ–અંગે
વ્રજે કોપ્યો છે મેઘ !
' વ્રજ–સૌન્દર્ય–પ્રકૃતિ 'ના ઉત્તરીય વસ્ત્રને
છેદીછેદીને ભીંજવી
ઉર–ટોચ–નિરીક્ષણાની લે છે
કેવી રસાળી લહાણ !
શું કૈલાસ– શિખરેથી
હિમ-ગંગા વહે છે સૌન્દર્યની ? '
અને છવાઇ વર્ષતા મૂશળધાર મેઘે
રાધા–મુખડે રોષમિશ્રિત ગ્લાનિ.
"કૃષ્ણ ! પરિહાસ તજ,
ને જળ–પ્રલયેથી ઉગાર વ્રજને,
ધારણ–ધ્યાને ને સમાધિએ
ચિત્તની એકાગ્રતા કરી
શોધીને મહા મારગડા ! "

અને......?
વ્રજ–નર–નાર દોર્યાં
કૃષ્ણે કહીકહીને કે

ટચલી આંગળીએ તોળી
ફૂલડાં મલકામણાંનાં વેરી
કનૈયો નાચતો હતો
રાધાની કામણગારી કીકીએ.
આડ હતા નંદજીના
ને વૃદ્ધ ભૃખુભાનજીના.
યશોદાનાં માતૃ-વાત્સલ્ય-ઢાંકણ
શું રાધા-પ્રિયાના લાગ્યા નયન-દોર
ખાળતાં હતાં ?
અને......?
શમ્યા મૂશળધાર મેહ.
સ્વર્ગલોક-રાજનની હાર
શું થઇ ભુવર્લોકે
વ્રજરાજનથી ?
' ક્ષમા, પ્રભો ! બારબાર મેહ
વર્ષાવ્યા વ્રજને રોળવા,
પણ કેટકેટલાના ટકયા છે અહંકાર
કે નભે મુજ અહંકાર ? '

મંત્રમુગ્ધ વ્રજ ભાસ્યું
નિહાળી ઝૂકતા ઐરાવતને
ગિરિ-ગોવર્ધન-ચરણે;
ને અબાડીએથી પ્રણમતા ઊતરતા

(૨૫)

## ગિરિ–ગોવર્ધન–ધર–ધારિણી

હીંચકો બાંધ્યો'તો
તરુલતાની ઝૂલંતી ડાળીએ;
ભાનુરાજનાં દીપંતા તેજ
કનૈયાને કુંડળે ઝબકીને
ફેંકતાં'તા તેજ-ઝનક
રાધાની હેમ–નથડીએ,
ને પ્રકૃતિ–સૌન્દર્યના મહાઝૂલને
ઘનસ્યામને ગોરી ઝુલાવતી'તી,
ને ઝીલતું'તુ સહિયરવૃંદ
ઝુલાવતું કનૈયા–નેણુના.
રાધાદુલારીને હતી સમસ્યા
કે ' ગિરિધારી બન્યા કહાન
ટચલી આંગળીએ તોળી
નાનકડો ગિરિ ગોવર્ધન,

"ઝૂલો, ઝૂલો ને મારા શ્યામ!
ઝૂલણે રાધા ઝુલાવે!

રિસાણા રાધિકા પ્રણય-રસ ઢોળી,
શાના ઝુલાવે ઘનશ્યામ?
ઝૂલણે રાધા ઝુલાવે!

નાનકડો ગોવર્ધન આંગળીએ તોળી,
'ગિરિધર' લીધા મોટા નામ!
ઝૂલણે રાધા ઝુલાવે!

ગોવર્ધનધારીની એ ઉરધારિણી,
શું ન એ ગિરિવર ધર ધામ?
ઝૂલણે રાધા ઝુલાવે!

વ્યોમની ઓઢણીએ રાધા સમાણી,
ઝૂલે વિરાટને વિરાગ!
ઝૂલણે રાધા ઝુલાવે!

° ° °

અણઉત્તર કનૈયા-નેણના
કાઇકાઇ કહેતા કુંઘા,
ને સહિયરવૃંદ મનકામણું
પ્રકૃતિના માયરામા છાનુ છાનુ
લોચનિયા મદઘેરાં નચાવી
જગતના લજ્જાઘૂંઘટડે હતુ સમસ્યા કહેતુ

પણ એ તોળતાને
શું ન તોળતી એ
દૈયા-ઉર-ગિરિ-શિખરે ?'

उर्व्यां योऽपि महीधरो लघुतरो
दोर्भ्यां धृतो लीलया
तेन त्वं दिवि भूतले च सतत
गोवर्धनोद्धारक ।
त्वां त्रैलोक्यधरं वहामि कुचयो-
रग्रे न तद् गण्यते
किं वा केशवभाषणेन बहुना
पुण्यैर्यशो लभ्यते ॥'

નાનું પર્વતકું કરે ધરી લીધું
લીલામહીં પૃથ્વીએ,
તેમાં તું નિતને બન્યો મહી-નભે
ગોવર્ધનોદ્ધારક,
ના લેખાય તને ત્રિલોકધરને
ધારું કુચાગ્રે હું, ને
બોલ્યો કેશવ ! શું વળે ? યશ મળે
પુણ્યો ઘણાં હોય તો !

અને … …!

× × ×

"ઝૂલો, ઝૂલો ને મારા શ્યામ !
ઝૂલણે રાધા ઝુલાવે !

રિસાણા રાધિકા પ્રણય-રસ ઢોળી,
શાનાં ઝુલાવે ઘનશ્યામ ?
ઝૂલણે રાધા ઝુલાવે !

નાનકડો ગોવર્ધન આંગળીએ તોળી,
'ગિરિધર' લીધા મોટા નામ !
ઝૂલણે રાધા ઝુલાવે !

ગોવર્ધનધારીની એ ઉરધારિણી,
શું ન એ ગિરિવર ધર ધામ ?
ઝૂલણે રાધા ઝુલાવે !

વ્યોમની ઓઢણીએ રાધા સમાણી,
ઝૂલે વિરાટને વિરામ !
ઝૂલણે રાધા ઝુલાવે !

° ° °

અણઉત્તર કનૈયા-નેણના
કાંઈકાંઈ કહેતા કુંધા,
ને સહિયરવૃંદ મનકામણું
પ્રકૃતિના માયરામાં છાનુંછાનું
લોચનિયા મદઘેરાં નચાવી
જગતના લજામણું ઘટડે હતું સમસ્યા કહેતું

કે 'છે એક જ પુરુષ કૃષ્ણ
ને અન્ય નારીમય છે જગતે.'
શું યોગેશ્વર કૃષ્ણની સમસ્યા
        અણઉકલેલી હતી ગોપીહૃદે ?
પણ ના...ના...નહિ.
પ્રેમલક્ષણા-ભક્તિના તાર
જાણ્યે પણ હતા અણજાણ્યે
વ્રજ-ગોપાંગનાને હૈડે;
ને વ્રજાંગના રાધાહૈડે
જ્ઞાન, સ્વાર્થ, ને પ્રેમનાં
આછાંઆછાં હતાં આચ્છાદન.
એને સિદ્ધાર્થો......
ને જાણ્યાં કાંઈકાંઈ
અભેદ ભેદ પ્રેમના
ઉકેલાતા એક વ્રજાંગના-અંગે
કનૈયાની ઊકેલ-આંખડીએ.
મૂક હતી એ સમસ્યા,
ઉકેલાતી મૂક ભાષાએ
હતા નયણાંના મૂક નાચ.
પરિભાષા હતી એ મૂક.
પછી સ્વપ્ન સમા આ સંસારે
સોણલાં રાધાને લાગ્યાં
અને એ સોણું...!

## ( ૨૬ )

## રાધાનું સંસાર–સ્વપ્ન

એ હતું રાધિકાસોણલું !
મહીં હતી વ્રજ-વનરાઇ–

તરુલતાની મીઠીમીઠી છાંયા;
ને કો' મધુરીની મધુર વાણી
મધુસૂદનને મારગડે સુણાઇ,
" રસસદન ! રસ–સુજાણ ! "
અને થંભ્યો કનૈયો.
" પ્રિયા ! રસ–દેશ વૃંદાવને
સકળ ગોપીએ છે રસીલા
રાધાના પ્રણય-રસ-ભાવ ! "
" પણ કૃષ્ણજી ! કહેજો મનથી લગીર–
શપથ છે તમને પુરા
વ્રજના પ્રકૃતિ–સૌન્દર્યના–
કે ગયા સંગે કરતા રમણ
કેટકેટલીને સંભારી છે ? "

અને કૃષ્ણમુખડે
રસ ઝર્યા મધકામણે અગોધ,
" પ્રિયા ! વિરક્ત-સંસાર–ભાવે
રસ-રમણના લેવાં લહાણાં,
એ રસોપદેશ છે રસ-સંસારનો ! "

અને સુણી વેણવા
આંખડલીના રસ–સાગરે
રમણીની નાચી કીકી,

" કૃષ્ણજી ! રસોપદેશ દીધા;
પણ કેટકેટલા ઉપદેશકોએ
આચારે મૂકયા છે પછી ? "
" રસોપદેશ–પ્રશ્નિકા !
લગીર વાંચ પ્રણયના ઇતિહાસ
મુજ હૈયે ભેટીને.
હૈયે નિહાળ હૈયું.
ભ્રમ ભાગશે તુજ
મગ્ન એકતાર-ભાવે ! "

અને ડગ ભર્યાં ગોપીએ.
સૌંદર્ય જીતવા સૌંદર્યે
જાણે ચાલી સૌંદર્યેશ્વરી.
પણ પછી થંભી લગરીક.
" કૃષ્ણજી ! અમ પરણેલી નારી...! "
" પરણેલ પ્રિયા ! પ્રિયતમ તુજ છે
અંગે સંસારના આ;
પણ આત્માના રંગે છે
બ્રહ્માંડના બ્રહ્મ–એકતાર.
હું બ્રહ્મવાદી છું, રસ-લલના ! "
" કૃષ્ણજી ! વાટે ભરમાણી મોટી વાતે,
ને લીધા દર્શનના લા'વ.

એવે લાધ્યા સ્પર્શના ભાવ.
અળગા રહો, મુરારિ ! "
અને એપેનાને ઓરો
શું આમંત્રતી હતી એ ?
અને........?
" કૃષ્ણજી ! પાલવડો મ ઝાલો.
ફૂલડાં વીણે છે નાની નણદી.
જાણશે તો વેરશે અમ
સાસુજીને કહેતાં માન
કે પરનરના રસોદ્યાનમાં
વહુઆરૂ ફૂલડોલ ખેલંતા'તા
" વ્રજવહુઆરૂ ! તમ પનિ છે સંસારે
રસ-પુરેષ ચૈતન્ય-સૌંદર્ય-દેશતો ! "

અને કર ઝાલી કંઠે રોભારી
એના કર-બંધનની માળ !
પછી મુખડે દીધું ચુંબન,
ને ઝબકી ચુંબન-રસ-માણણહારિણી.
" કૃષ્ણ ! મુજ ગોરા ગાલે
શા દીધા શ્યામ રંગ ! "
' શ્યામપ્રિયા ! શ્યામ તુજ કેશાવલિ છે,
ને શ્યામરંગ કજરાળાં નયન;

શ્યામ તનબિંદુ–શોભન
તુજ ગોગ ગાવને છે !"

એવે કુ...ઉ.. ક બોલી
શ્યામવર્ણી રસ–કોકિલા,
ને તૂટી કમખીની કસ
આનંદ–સ્વરૂપ ઘનશ્યામ–આલિંગને,
ને ઉર હેલે ચડ્યાં
રસ–શ્યામની અંતર–સૂરાવલિએ.
પછી ગોરીમુખે થે હતા
શરમામણાના આછા શેરડા.
• એણે આભે નિહાળ્યો
શ્યામ–મેઘશ્યામ
દૃષ્ટિના ખેંચ્યા દોર.
પણ એવે લાગ્યા ખેંચાણા નયણા
નીનાઝર યમુનાનીરે,
વહતા સાગર–પ્રતીક્ષાએ.
શું એ હતો રસ–સાગર ?
ભાસી એ પૂજારણ એની
રંગાયેલી એકનિષ્ઠ ભાવે
શ્યામના ઘનશ્યામ રંગે.

અને......?

શું લજ્જાના ઇતિહાસ
શેળી નિર્લજ્જતાના રેલાનના છે
સંસાર-ચોપડીએ ?'

" કનૈયાલાલ ! પછી મે
પોઢાડી નાની નણદન
ગાઈગાઈ નણદન-વીરાના ગાન,
પણ હવે પ્રણમીપ્રણમી
પ્રેમેશ્વર ! તુજ પ્રેમને
નિવેદુ છુ લળીનળી કે
પ્રસ્વેદ મુજ અંગે છે,
નયન-ભમ્મર ભાગે છે,
ભ્રૂકુટિ ભીજી છે રસાળ,
વેણી ભીજી છે શિર-પ્રસ્વેદે ! "
અને . ...'
એ પ્રહર રાત્રિનો
ભાસતો'તો સ્વપ્નામા
દિએ પોઢેની વૃષભાનદુલારીને.
કનૈયાએ ગૂથેલી વેણીની
સેર કર-સ્પર્શે છોડી,
ને છૂટયા બંધબંધન.
કિશોરીની ચસચસતી ચોળી

ને નંદકિશોર ઊભાઊભા
સાન કરી સમજાવતા'તા
[illegible]ને પતિથી છાની,
[illegible]ભરી રાતડી
[illegible] બાસી ગૃહે;
સંગ તજી પતિની
છાનાં ડગ ભરી પત્નીગણીએ
છુપિયાં ખેલંતા સમીપ

સાન કરી મુજને તેડી,
ને રેલાવી કટાક્ષવાણી,
' ભાભલડી ! ભલા ભર્યાં છે ભંડાર
મુજ ભાત ને તમ ભરથાર પ્રેમના.

શુ લજ્જાના ઇતિહાસ
ચોળી નિર્લજ્જતાના રેલાવવા છે
સસાર–ચોપડીએ ? '

" કનૈયાલાલ ! પછી મે
પોઢાડી નાની નણદલ
ગાઈગાઈ નણન્ન–વીરાના ગાન,
પણ હવે પ્રણમીપ્રણમી
પ્રેમેશ્વર ! તુજ પ્રેમને
નિવેદુ છુ લળીનમી કે
પ્રસ્વેદ મુજ અગે છે,
નયન–ભમ્મર ભાગે છે,
ભ્રુકુટિ ભીજી છે ઝળઝળ,
વેણી ભીજી છે શિર–પ્રસ્વેદે ! "
અને......'
એ પ્રહર રાત્રિનો
ભાસતો'તો સ્વપ્નામા
દિએ પોદેની વૃષભાનદુનારીને.
કનૈયાએ ગૂથેલી વેણીની
સેર કર–સ્પર્શે છોડી,
ને છૂટયા બધનબધન.
કિશોરીની ચસચસતી ચોળી

ઉર-હેલાએ ઊછળી,
ને તૂટી લીલુડી કસ;
ચીર ચોળાયાં પાલવડાનાં,
ને કટિ-મેખલાની તૂટી દોર,
અને પછી...?
એ વીતંતા રાત્રિ-પ્રહરે
નિર્જીવ દીસતી'તી સંસારશાંતિ
રાધિકાની સ્વપ્નદશાએ.

મોર-મુકુટધર કનૈયો
ચાંદનીના પ્રકાશંતા તેજે
કટિ-મેખલાનાં બાંધી બંધન
વીંટાળતો'તો છૂટયા પાલવ.

અને...પછી...?
ઝબકી જાગી રાધાકુમારી.
પળમાં એણે અપ્રમાણ નિરખી
કનૈયાની રસ-લીલા.
વાતા હતા મંદમંદ પવન;
ને સાહેલડી એક
ફૂલડાંની ગૂંથતી'તી માળ,

ને ચરંતી ધેનુ સમીપે
સોહાવતી'તી વ્રજકુંજને.
" સખી ! અગાધ મુજ મનડે
વિહ્વળતા ભાસે છે આજ,
કે ' કેમ ન આવ્યા ગિરિધારી ? ' "
" વૃષભાનદુલારી ! વખતનાં વીત્યાં નથી વહાણાં,
તો ય શી ભાસે છે વિહ્વળતા ? "
" સજની ! જે દિ' હર્યા'તાં ચીર
કનૈયાએ કદંબ કેરી ડાળેથી
એ દિ'નો નથી ભાસતો
અકેલી રાધાનો કહાન ! "
" સખી ! હું પાહવું છું કહાન ! "

અને......?
મલકામણાંનાં સંતાડી રહસ્ય
સહિયર સંચરી શાણાની શોધે;
ને એ મળ્યો મારગડે
સૌંદર્ય વેરતો વેણલાં,
" જોબન મદમાતું વ્રજનું
કયો રસ-દેશ જીતવા
ધનુષ્ય-ભ્રૂકુટિ ખેંચી સંચરે છે
સચોટ મારવા નેણલાંનાં બાણ ? "

ઉર-હેલાએ ઊછળી,
ને તૂટી લીલુડી કસ;
ચીર ચોળાયાં પાલવડાનાં,
ને કટિ-મેખલાની તૂટી દોર.
અને પછી...!
એ વીતંતા રાત્રિ-પ્રહરે
નિર્જીવ દીસતી'તી સંસારસ્થલિ
રાધિકાની સ્વપ્નદશાએ.

મોર-મુકુટધર કનૈયો
ચાંદનીના પ્રકાશંતા તેજે
કટિ-મેખલાનાં બાંધી બંધન
વીંટાળતો'તો છૂટયા પાલવ.

અને...પછી..!
જાગી જાગી રાધાકુમારી.
પળમાં એણે અપમાન્યું નિરખી
કનૈયાની રાસ-લીલા.
વાતા હતા મંદમંદ પવન.
ને સ રેસરી એક
ફૂલડાંની ગૂંથતી'તી માળ,

ને ચરંતી ધેનુ સમીપે
સોહાવતી'તી વ્રજકુંજને.
" સખી ! અગાધ મુજ મનડે
વિહ્વળતા ભાસે છે આજ,
કે ' કેમ ન આવ્યા ગિરિધારી ? ' "
" વૃષભાનદુલારી ! વખતનાં વીત્યા નથી વહાણાં,
તો ય શી ભાસે છે વિહ્વળતા ? "
" સજની ! જે દિ' હર્યા'તાં ચીર
કનૈયાએ કદંબ કેરી ડાળેથી
એ દિ'નો નથી ભાસતો
અકેલી રાધાનો કહાન ! "
" સખી ! હું પાડવું છું કહાન ! "

અને......?
મલકામણાંના સંતાડી રહસ્ય
સહિયર સંચરી શાણાની શોધે;
ને એ મળ્યો મારગડે
સૌંદર્ય વેરતો વેણલાં,
" જેમન મદમાતું વ્રજનું
કયો રસ-દેશ જીતવા
ધનુષ્ય-ભ્રકુટિ ખેંચી સંચરે છે
સચોટ મારવા નેણલાંનાં બાણ ? "

"કૃષ્ણજી ! 'રસેશ્વરને કરવા કેદ,
ને આણવા છાના બાંધી,' એ
છે અમ રાધા-રાણીનો સંદેશ !"
અને સુંદરી નિહાળી રહી
ગોકુળાંના કાંઈકાંઈ નાચે.
એને ઝીણી કનૈયે
પૂરી કર-પિંજરે !
શું ઝાલવા પધારેલી જવાબ !
શું કેદ થઈ સૌંદર્ય-સેના-સરદારિણી !
"કૃષ્ણજી ! અમે નથી રાધારાણી !"
"ગોપકિશોરી ! વ્રજની પ્રેમ-ભૂમિએ
આરાધિકા રાધજ્ છે ગોપજનના,
આરાધની હૃદય-એકતારે
એકાકી આનંદસ્વરૂપને.
શા વળી ભેદ વજે !"
"કિશોરલાલ ! વજુભિકથા છે અમમો
હજી યૌવનના ભેદ.
નથી ઊકલ્યા હજી
ઓસરતી અમ સાગરનું યૌવન !"
"કિશોરી ! આપે ન ઓસરે યૌવન
રમણંદની રસ-સિદ્ધિએ.
સંસારનાં બાંધ્યાં યૌવન,
ને લાલસા એની એ;

ન પ્રાપ્તાય એકાકી આનંદ
અનંત-બ્રહ્માંડ-એકતારનો ! "
અને ડગમગ્યા સંસારભાવ
દિવ્યાત્માની દૈવી નજરે,
ને ડગમગી દેહલતા તરુણીની;
મનડા-સાગરે મન્થન જાગ્યાં.
" લાવો, પાળ બાંધું સંયમની ! "
એ હતો મનઃઉપદેશ.
કહેશો કયાંય રહી છે બાંધી
સંસાર-સંયમની સરકણી ગાંઠ ?

ને છૂટી કમખાની કોરની
લીસુડી દોરીની ગાંઠ.
પછી બંધનને લાધ્યાં અબંધન.

× × × ×

પણ પેલી... વ્રજકુંજે ?
કૃષ્ણના પ્રણય-અજવાસ-વિહોણા
નહોતા પ્રકાશ રાધિકાહૈયે.
દિન-મણિનાથ કૃષ્ણ-ભાનુના
કિરણતેજે પણ બીબીને એ
તરુ-પાંદડીની લેતા'તા ઓથ

છવાવતા શ્યામ છાંય
વિચારગ્રસ્ત રાધા–મનરે.
ગુંજારવ કરતા'તા ભ્રમર કાળા
આડ લઈ ગીચ છાંયડીની.
ને ચંદ્રમુખી રાધામુખડે
વિષાદના હતાં વાદળ.
અંગ-સરોવરિયે બીડાતા'તા
કરમાઇને ઉર–કુમુદ એ
કુંજગનિયને છેડે છાના
ઝરણાનાં વહંતા નીર તીરે,
ને રહી અસ્તવ્યસ્ત ચીર સંકોર રી
સહિયર રાધાદુલારીની,
ને નંદદુલારો પધાર્યો સમીપ
" પ્રિયે ! બ્રહ્મ–આનંદ–મારગડાની
એક પ્રવાસિની હતી
એને સંસાર–વાડ વટાવી
મારગડા ચીંધ્યાની લાગી વાર
ક્ષમા કરજે, રસ–સલૂણી ! "

અને અનિમેષ નિહાળી રહી એ
ટીકીટીકી અંગના રંગ
પીળા–પીતાંમર–ધારીના,

ને ભ્રૂકુટિ ભાલચંદ્રે ભેટી.
પછી સર્યાં રોપવેણુલાં
કટાક્ષે ભર્યાંભર્યાં,
" કનૈયા ! બ્રહ્માંડના ભલા ચીંધ્યા
મારગડા કો' પ્રવાસિનીને ! "
" રાધે ! છે મુજ નેમ
કે ભૂલેલાંને ચીંધવા રાહ ! "

અને પળ એક વીતી,
ને રાધાના રોપીલા નયન–દોર
કૃષ્ણ–ભાલપટ્ટે અટવાયા
કો' લલનાની કેશાવલિ અટપટાયેલીએ.
પછી નિહાળ્યાં અંગેઅંગ.
" કૃષ્ણજી ! ગાલે છે કાજળ કેરા ડાઘ;
દંતક્ષત ઓષ્ઠે ભાસે છે;
ને હૃદયે છે માલાના ડાઘ;
ચોળાયેલ છે પીળું પીતાંબર;
શા શા મર્મ છે, કહેશો ? "

નિહાળી રહી સંસાર-દશ્યે
અસારનાં તરણાંએ તરતી
ગાયાએ વૃષભાન-નંદિની
વદતી હતી વેણલાં,
" કનૈયા ! નિર્દયતા મૂકે છે માઝા,
ને ભસ્મીભૂત થાય છે મુજ દૈયું,
કે દૂતી પાઠવી સંદેશડે,
ને દૂતીને દીધાં પ્રણયદાન ? "

એ વેણ રાધામુખડે
અટવાઈ ઘૂમતાં રહ્યાં
બે ઓષ્ઠનાં દ્વાર બીડીને,
ને સરી અશ્રુધાર
ભિંજાવતી ધરતીને.
એ નિહાળીને
વદી મર્મવેણલાં
ડગ ભર્યાં અલબેલડાએ,
" સંસારની વેદિએ અશ્રુધાર
પાવન કરી મનડાને
સચ્ચિદાનંદના સધાવે એકતાર ! "
અને......?

## (૨૮)

## દાણ–લીલા

અને એ બીજું પ્રભાત...
મહિયારણ–વૃંદ સંચરતું'તું
મહી વેચવા મથુરાનગરે.
એવે વ્રજની મહિયારણ–રાણી
માથે મટુકી મેલીને
મારગડે મલપતી મળી.
અંગે યૌવન–રંગ હતા,
પણ મનડે નહોતા ઉમંગ.
રિસામણાં હતાં કનૈયા સંગે;
પણ તો ય આવતાં'તાં સ્નેહનાં સોણલાં
ઉરના એકાંતે છાનાં
ને હૈયાના હેતે છતરાયાં,
વહાવતાં'તાં ઊનાં અશ્રુ
સ્નેહીના સોહામણા સંભારણે.
એ નિહાળીને........
સમીપ સંચરી એક વદી,
" વૃષભાનનંદિની ! હેલે છે શિરે
મટુકી મહીડાં મીઠડલાંની;
પણ શ્યામ કેશની ગૂંથી વેણી

અસતવ્યસ્ત-વિહ્વળ ભાસે છે,
શું બાંધવા શ્યામરંગી સનૂણાને ? "
" સખી ! છોડ ઘનશ્યામની વાત
મુજ ગોરા અંગે લાગે
એના શ્યામ ડાઘ ! "
પછી સહિયરની સાન
ઝીલી બીજી સાહેલડીએ,
ને નેણુનાના વેર્યાં હાસ્ય
એની પ્રસરી સુગંધી
સૌંદર્યભર્યાં વ્રજ-સરોવરિયે
સૌંદર્ય-નીર હેલે ચડયાં
પણ વદનકમળ રાધિકાના
શું ખીલતાં'તાં રોષ-ખિન્નતાએ ?
" રાધિકા સજની ! મધુકર-ગિરિધારી કહાન
શું કો' ગિરિમાળ-વૃક્ષ-કુંજે
ગિરિવર ધર ધારિણી સંગે રમ્યા ? "

યમુનાજીના વહતા તરંગ
ડગ ભરતીના કંપાવતા'તા અંગ
ભાતચ દે ભ્રુકુટિ ભેગી,
ને રેખાયેન સેંથીએથી સિંદૂરકણ
રક્તવર્ણાં ટમ...ટમ ટપક્યા
સાથ ધરી પ્રસ્વેદ-બિંદુના
" સખી ! સુણ્યું 'તું વીતેલા ભૂતકાળે,

પ્રતીતિ એની વર્તમાને થઇ,
કે ' પુરુષ નથી પ્રકૃતિ--આંધળો ! ' "

એ વદતાંવદતાં......
વિચારશ્રેણીએ વદનારી ઝૂલી.
એનાં અવરોધી ઝૂલણાં
સહિયરે વિનિમય કર્યાં કટાક્ષના,
" રાધાદુલારી ! ભણતર ભણ્યાં અપાર
લઘુ વયે ગે વૃષભાનનગરે;
પણ કામશાસ્ત્ર સમજવાને,
આચાર્યપદે અર્ઘ્ય દઇ સ્થાપ્યાં
નિજ નેત્રને દઇ બાણુ-પ્રભાવ
કે માન મેલાવે માનધારીનાં,
યોગેશ્વરના યે મેલાવે યોગ,
પ્રણયનાં કરી ત્રાટક ! "
" કેટકેટલીએ મેલાવ્યા છે ? સજની ! "
" જેટજેટલીએ કામ--નૃપ- ધનુર્
ભ્રકુટિએ ગ્રહીને માર્યાં
લોચનિયાંનાં કૂલડાના બાણુ
વિલાસના મંત્ર ભણીને તેટતેટલીએ
એણે નારી--રમણ- દીપે
કેદ પૂર્યાં છે પ્રેમ--ગર્વીલા નર ! "

અને...?

પ્રકૃતિના પ્રકાશતા પ્રકાશમાં
ઘૂમતાં'તાં અનંતના બિંબ,
પૂર્ણ પ્રકૃતિના અધર-બિંબે આકર્ષાતા
એ આનંદ-રસશાસ્ત્રના ગૂઢત્વ
ન ઉકેલાતાં'તાં રાધાદેહે ?

એવે મથુરાવાટે
ડુંગરાની ઊંડી ગાળીને આરે
દીઠો ગિરિધર-ગોપાળ
મહિયારણ-વૃંદના રોકતો મારગડા
ને માગતો મહી કેરા દાણ.
એ નિહાળીને ?
ઝાંઝર-નૂપુર ઝમકાર થયા,
ને માંહોમાંહે મલકી સાહેલડી
પ્રતિબિંબ પાડતી ઘનશ્યામ મુખડાના
ઊડતું 'પીતાંબર પીળું',
ને સુવર્ણ ભાતભરી કોર
માન મુકાવતી પલવડાની ભીરના

એ પ્રભાત ... .
દાનું દાણી માગતો તો
સૌંદર્ય માગતું'તું સૌંદર્યના દાન
એ નિહાળી લગીરેક
ભાનુરાજે આંખે થયા કે
'શા શાં લેવાનાં છે દાણ

દેહ, મેહ કે મેહનાં ? '

અને વિચાર'તી ભ્રખુભાનદુલારીએ
કલ્પનાના ભરીભરી ભાર
ભર્યા ડગ વૃંદ-મોખરે
વડ-ચડ કરવા કનૈયા સંગે.
જાણે શ્યામને જીતવા પધારતી હતી
ગોરી ગોરી ગર્વે ભરી.

પછી માગ્યાં દાણીએ દાણ,
ને દીધા રાધાએ પ્રત્યુત્તર
અગ્રે રહી મહિયારણ-વૃંદે,
" કનૈયા ! છેટા રે' મારગડેથી.
અભડાય છે અમ પવિત્રતા
તુજ લંપટના સંગ-દોષે ! "
" વૃષભાનદુલારી ! સમતા ધરો કોપે.
અમ લંપટતાના મર્મ
વાંચો બ્રહ્માંડ-ઇતિહાસે.
બ્રહ્મ કહેશે ' પૌરુષ લંપટતા
પ્રકૃતિ સંગેની છે
અનંત આનંદ-બ્રહ્મે વિચરતી ! ' "
" કનૈયા ! પુરુષ-પ્રકૃતિના એકતાર
નથી તુજ નારીલંપટ હૈયે.
શા પછી બ્રહ્માંડ-ચર્યાના મર્મ ? "

" વૃષભાનકુમારી ! મર્મ ભેદીલા છે.
સુણ કર્ણ—એકતારે એ..."
...અને ગાતી'તી એક મહિયારણ:—

० ० ० ० ०

" કા'નો માગે મારગડે મહીડાંનાં દાણ,
દાણ મારાં છે દેહનાં.
મથુરાને વાટે—ઘાટે દાણીનાં દાણ,
દાણ મારાં છે પ્રેમનાં.
મારી ગાગી—મટુકીનાં ગોરસનાં દાણ,
દાણ મારાં છે નેહનાં.
જળજમનાને કાંઠે ગોપીદિલનાં દાણ,
દાણ મારાં છે મેહનાં.
દ્વૈત—અદ્વૈતે અભેદરૂપ દાણ,
દાણ મારા બ્રહ્માંડનાં."

० ० ० ० ०

ગાન થંભ્યુ ને વદ્યો કહાન,
" રાધાપ્રિયા ! અભેદરૂપ દાણ છે આ,
શા વળી પ્રતિરોધ પછી ? "
" કનૈયા ! ભણવા નથી તુજ કને
બ્રહ્માંડના અભેદ પાઠ.
ને દેવાં નથી મહીડાંનાં દાણ.
મ માનીશ મુને એકલડી ! "
અને ડગ ભર્યાં બે

મહિયારણુ–રાણીએ અગ્રે,
ને ઝુમ...ઝુમ ઝાંઝર ઝમકયાં.
એને અવરોધીને વદ્યો
વેણલાં વ્રજનો દાણી,
" મહિયારણો ! મહીની ફૂટશે મટુકી,
ને ગોરસડાં રેલાશે રસાળ ! "
સુણી એ કનૈયા- વેણલાં,
વૃષભાનદુલારીને મુખચંદ્રે
રોષ–ગ્રહણના પડયા ઓળા,
ને સર્યાં મર્મ–વેણલાં :
" કનૈયા ! અમે મહિયારાં કંસરાજનનાં.
કોણ તું ગોકુળ–ગોવાળ ! '
" રાધે પ્યારી ! કંસ મથુરાનગરે છે.
અહીં ન ઊપજે લગાર એનું.
વ્રજરાજન મદનનરેશ હું ! "
" મદનનરેશના ગર્વ ગાળુ.
છકયો છે શું આવડો લંપટ ? "

અને દાણઘાટમાં...
દાણીનાં ચગ્યાં દાણ.
પાલવડો ઝાલી ચુંબી એક,
ને કીધાં અધરામૃતપાન.
બીજીને બોલાવી આંખલડીખૂણે,

ને ખણુખણ્યાં કંકણ રસાળ.
ત્રીજી પૂરાઇ કર-પિંજરે,
ને નડયાં કઠોર કુચ
કૃષ્ણના જગતકોમળ હૈડે.
ને પછી રસિક બિહારીએ
કટિએ ભરીભરી અંક
દાણ દેહનાં લીધાં, ને
મનનાં પીધાં મહીડાં
રસાત્માના રેલાવી રંગ !

એ નિહાળી......
પ્રજળ્યો કોપાગ્નિ રાધાહૈડે
કે 'દાણઘાટે મજનાર-મરજાદ
માઝા મેલે છે સંસારની.
અસ્તવ્યસ્ત ચીર છે.'
છૂટી કેશાવલિના સાર
શું શોભ્યા ન જડયા
રાધિકાને ?

અને એણે......
શોધ્યા સહિયરના સાથ
કે હતાં જેમના અંગે
પ્રાબલ્ય મનોરાગનાં હજી
ને હતી સંસાર-લજ્જા.

પછી એમ ડગ ભર્યાં સંગાથે
કેદ કરવા કૃષ્ણ કાળાને.
" ચંચળ...! ચોર...! લંપટ!
બહુ યે શોર કર્યા વ્રજે,
ને નવનીત લાખેણાં લૂંટયાં
ભોળી વ્રજ–મહિયારણનાં.
હલકટનાં તેં કીધાં કાજ ! "

અને રાધિકાએ......
વેણલાં રોષે વદી
નિજ મટુકી કનૈયા–શિરે ફોડી,
ને મહી રેલાવીરેલાવી
સ્યામને ગોરો કીધો.
પછી લીધો મોરમુકુટ,
ને મોર–ટીલડીએ પછી
મહીનો કીધો ચાંદલો.
ઘડીક સૌંદર્યે વારી ગઇ રાધા;
પણ પુનઃ ધરીને રોષ
ધરતીએ રોળ્યો મુગટ.
એવે બંસી ઝૂંટવી એકે,
ને રાધારાણીએ પછી
પીળું પીતાંબર છોડી
બાંધ્યા વને ઘનસ્યામ,

ને કાપો રણુ-ગોવાળ
ગિરિધર ગોપાળલાલને !

એ દરપ.........
પ્રેમરસભર્યું હતુ !
રસ રેલાતા'તા મહિયારણના;
ગોરસની વહેતી'તી નીક;
ને વહેતી'તી રસભરી વ્રજાંગના
ભૂલીભૂલી સાન-ભાન
આનંદના રસ-સાગર ભણી;
ને બંધાતો'તો કહાન
મુખડે મનકામણા રેલી
અપ્રતિકારના નાદેનાદે,
નિહાળી-નિરખીને મલકામણે
રક્તવર્ણાં રાધાગોરી-નયણાં.

અને .....?
એ દરપે મીંચાતાં'તાં
નેણલાં ઝમ ..ઝમ...ઝમમમ.
કહેશો કેવા ઝબકારા
દષ્ટિએ હશે ?
પણ અવગણીને એને
રાધાએ ધર્યા રોષ.

મૂકી મટુકડી મુરલીધર મારગડે,
માન મોં-માગ્યાં માંગ્યાં,
મગી મહિયારણ !"

○ ○ ○ ○

" શું ..........?
માન મો-માગ્યા હશે મહી ?"

એ રાધાસમસ્યા
રહી અણઉકલેલી ઊભી,
ને બંધન વણછૂટ્યા કનૈયાના
રહ્યા તરુલતા-છાયડીએ.
પછી સચરી મેની ગોપાંગના.
અકેલો રહ્યો કૃષ્ણ-કહાન.
શું સ્વજન રાધા-રાણી
પરજન ગોપાળની બની હતી ?
" સખી ! દાણીના યે લીધા દાણ.
વિજેતા કૃષ્ણ કે રાધા...... ?"
" રાધાદુલારી ........ !"
વદ્યુ એ સહિયર-વૃંદ નાનું.
પણ પછી રાધિકા-અંતરે
ગુંજ્યો અકળ કો' સ્વર કે,
" વિજેતા છે વ્રજ-કિશોર !"

રણ–ગોવાળ કીધો કનૈયો
પીધાં પીતાંબરનાં આખી બંધન
પણ શું એ નહીં બંધાણી
અમધ બંધને !
અને થઇ દરવાન......
મહિયારણને વહેની સવાર
દાણી કનૈયાના સૌ દર્યે.
જમુનાની વારી ગઇ રાધા
ગાતીગાતી ગીતડું ગિરિધારીનું —

° ° ° °

" મથુરાને મારગડે દાડો મોહનજી,
મોરપિચ્છ–મુગટધર ગોપીના મોહનજી–મથુરાને ..

ગોરી ગોવાલણી હું ગોકુળિયા ગામની,
મટુકી ધરી એ મે શ્યામના રે નામની
–મથુરાને...'

° ° ° °

એ લગરીક થંભી,
ન કનૈયો ભારયો
પાનવડાની આનતો કોર !

×

"ફાર મારી ઓઢણીની ઝાલે છે કાનુડો,
મૂક રે ! છેડલો, તું કેવો છે કાળુડો ! –મથુરાને..."

×

પછી કૃષ્ણાંક સૂર્યબિંબેથી
ઘનશ્યામનો સુણાયો સ્વર :

×

" મહીડાંનાં દાણલાં દઈ જા તું, ગ્વાલની ! "
"કેમ, રે ! દઈ જાઉં શ્યામા હું શ્યામની ?–મથુરાને.."

×

અને એણે કર્યો છણકો,

×

" કંસના તે રાજ્યમાં કોણ તું રોકવૈયો ?
જાણ્યો જાણ્યો, રે ! તું છે નંદજીનો છૈયો–મથુરાને...

નંદ રે બાવાની આણલી તેં દીધી,
શું વૃષભાનદુલારીને તેં રોકી લીધી ?–મથુરાને...

લે લે માખણ, ગોપીહૈયાના ચોરટા !
ખા ખાને, ભૂખણા–યશોમતીના છોરટા–મથુરાને...

માયા ને બ્રહ્મનાં અખંડ દાણ દેતી,
માયાધીન બ્રહ્મેશની અખંડ લાંણુ લેતી–મથુરાને..."

× × ×

प्रकृतिं स्वामधिष्ठाय
संभवाम्यात्ममायया ।
ગીત થંભ્યું, ને
એ થંભી લગીર......
શિરે લાધ્યા અકલ્પ્ય કલ્પનાના
હિમ–ગિરિ શા ઊંચા ભાર.
રસધારા વહતી હતી
યોગેશ્વરી અંગે રાધા–અંગેથી.
એનો યોગ......
સંસારે હતો અકલ્પ્યો.
હતી અંગે, હદિ કૃશ.
પ્રાપ્તેશ્રી હતી સૌંદર્ય–યોગ–સમાધિ.
ને કદંબ–વન–ગુહાએ
હતા રસેશ્વરના એકતાર.
વળી આસન હતુ એવું
પ્રણયની કો' હઠયોગિની સમોવડું.
ઝાંઝર કરતાં'તા નાદ,
ડગ ભરાવતાં ચરણ–કમળને.
હૈયે પ્રતિજ્ઞા લજ્જાની'તી
કે ' કનૈયાએ નિજ સાથ તજી
સંગ કર્યા અન્યા સંગે ';
અને સંચરતી વૃષભાનનગરે
ઝૂલી મનસ–સાગરે.

કાંઇકાંઇ હતા તરંગ
ડોલંતી વિચાર-નૈયાએ,
કે ' શાં શાં કૃષ્ણ-આકર્ષણ
છે આનંદવંતા વ્રજે ?—
આનંદ કે વિલાસ ? '
એ મોજાં નિજ સમસ્યાનાં
ઊછળતાં'તાં ઉર-તરંગે કે
નર-નારનાં આકર્ષણ
સંસારે છે સર્જન-જૂનાં.
શું હશે પ્રકૃતિના સંકેત
કે નેત્ર મિલને યુગલ-આત્માના
સંધાતા સદા ય એકતાર ?
અને રાધાના હૃદય-પટે
દશ્યમાન થયો કનૈયો
ખેલંતો વ્રજનારપ્રેમે.
શું એ પ્રણયની
        પૂર્ણ સિદ્ધિ હતી ?
પછી ઉચ્ચતર ભાવનાના
ભાગ્યોદય ભાવભીના ભાસ્યા.
શાંશાં અંગ-વાસનાનાં
આકર્ષણ પ્રેમ-પૂર્ણસિદ્ધિએ ?

પછી અકેલી હસી રાધારાણી.

સંગીતમાં પિતામૃત
સંધ્યાના હતા રંગ
દિન ખેંચતો તો રાત્રિને,
ને બજતા'તા પ્રાણ સ્વર
વાતાવરણની અનંત વીણાએ
એ હતા અગમ્ય મિલન
સુપ્રિયા રાધારાણી-હૈયે
" ઓ જગત ! પ્રેમલક્ષણા ભક્તિએ
શા વળી માંડવા વ્યાપાર ?
સમર્પણની છે પરમસિદ્ધિ ! "
પછી હસી વ્રજ-મહારાણી,
ને લાધ્યા આનંદ-અવતાર
વિશ્વપ્રેમની પૂર્ણ ભાવનાએ
ને નિર્મળ શુદ્ધતાની સિદ્ધિએ
કે પાર્થિવ અંગ-આકર્ષે
ઓ જગત ! નથી સત્યાનંદ !
પછી સાજનના હસતીના
અંતરાત્માએ ઝળક્યા તેજ
જોવે પૂર્વે ક્ષિતિજે
ચંદ્રમા ઊગ્યો ધીરેધીરે,
ને ઊગ્યો ઉર-રજનીએ
પ્રકાશતો કૃષ્ણચંદ્ર
હસતી વદી રાધિકા વેણુમાં,

" કનૈયા ! તુજ મુખદર્શનની જન્મોજન્મ
અધૂરી લાલસા છે.
બહુબહુ યે કર્યાં દર્શન,
તો ય શું અધૂરી એ મધુરી ? "

એ અનંત સમસ્યા...
આભે સુણી રજની-તારલિયા
હસ્યા ટગ-મગ ટગ-મગ.
પછી સુણાઇ રાધારાણીને
હૃદયંગમ વાણી અંતર-અવકાશેથી,
" ઓ સૌંદર્યદુલારી...!
આકર્ષણે કૃષ્ણ-મુખ-દર્શનનો
તરી તું સંસાર-સાગર;
પણ જગત-ભવની વેદિ
એના યે માગે છે લય
પામવા શુદ્ધ બ્રહ્મ-લીનતા ! "

એ અંતરવાણીએ
આરાધિકા રાધિકા થંભી.
कृष्णमयं जगत् ॥
कृष्णमयं जगत् ॥
" ઓ પરબ્રહ્મ...!
બ્રહ્માંડ તારું છે.

अहम् भक्तास्मि ॥
अहम् प्रकाशास्मि ॥
તલ્લીનતાની પરમસિદ્ધિના
પાનકારી, નિર્મળા એવા
ઝરણાં વહે છે ધોધ.
જ્ઞાનથી નહિ …
તપથી નહિ
પણ પ્રેમે ભજું છું હું !"
અને રાધા-હૃદય—સાગરે
ચડી ભરતી પૂર્ણ પૂર્ણિમાની.
પ્રેમ-તરંગ હેલે ચડયા,
ને લાધી પરમ પ્રેરણા
"બ્રહ્મ !
નેમ છે નિશ્ચયાત્મક સિદ્ધિ
એકતાર દશ્યે અદશ્ય થાય
સિંધુએ લાગ્યું લક્ષ્ય.
રાધાની છે લયતા
કનૈયાની બ્રહ્મ-લયતા સંગે !"

અને , ?
રજનીના શ્યામ અંધકાર
ધીરેધીરે થતા હતા વિલીન—
શું રાધાના પ્રકાશતા હૈડે ?

( ૩૦ )

## સોડહમ્ શ્યામ

એ રજની હતી પ્રહર પહેલાની;
ને ચંદ્ર-પ્રકાશ ધીરોધીરો

ઝઝૂમતો'તો રાધા-શય્યાએ.
નર-નાર પોઢયાં હતાં વૃષભાનનગરનાં
પણ અહૈતી જાગ્રત સૌભુને
ને રોહના સંભારણે સૂતી'તી
કનૈયાની રસ-પ્રિયા આરાધિકા

એણે આપ્યો'તો કહાન
વ્રજ-કુંજે ગણુ-ગોપાળ કરી
દિ'ના તપતા તાપે
કે જ્યારે રોષ-ઉષ્માનો
ઉગ્ર પ્રભાવ હતા હૈયે,
પણ રજનીની શીતળતાએ હવે
છડાવ્યા'તા રોષ-ઉધામા
ઝંખના હતી અમોઘ
કે 'ક્યારે મળે ગિરિધારી !'
વિયોગની એ સિદ્ધિ
શું આજ રાધિકાને પ્રાપ્તી હતી ?
ઓ જગત ! ...
વિયોગના છે વસમા ધાર,
સંયોગપૂર્ણ ભક્તિ પ્રાપ્તાવતા
ને મંદમંદ વાતા'તા સમીર
ઋતુ શરદને સોહાવતા,

પણ રસ-રસેશ્વરી-કપોલે
સ્વેદજાળના બાઝયા'તા બિંદુ,
ને નેણલા નિહાળતા'તા
રજનીની શ્યામ ક્ષિતિજે
કે ' કયારે પધારે ઘનશ્યામ ! '

પછી ..નિજ શય્યાએ
પાસા બદલ્યા રાધિકાએ
રજની હતી શાંત,
ને ટમટમતા'તા તારલિયા
એકાદશીની અપૂર્ણ-ચંદ્રતેજ-રાતડલીએ
શું રાધિકાને યે ઉપવાસ હતા
કૃષ્ણ-મિલનના ?
પવન-સુસવાટે સરવા થયા કર્ણ
ડોલતા વૃક્ષોના ધ્વનિએ
કર્ણ મંડાતા પગરવ-આભાસે
મહેક મહેક મહેકતા'તા
સૌંદર્યભર્યા રજનીના બાગે
વર્ષતી ચંદ્ર-તેજ-વર્ષાએ
વિકસિત કુમુદ-ફૂલડા.
એની સુરભિ આજ
શું અપ્રિય હતી રાધારાણીને ?

પણ રાજના હતા વિયોગ.
ઉરે હતા ધમણુ શા ઉચ્છ્વાસ.
એ સુતી શય્યાએ પોઢી હતી.
ઉત્તરાંગ કહેતાં'તાં દક્ષિણાંગને
વિયોગની અમોઘ સમસ્યા.
એવે......?

સુણાયો સ્વર
મૃદુવાણીલી સહિયરનો:–

×

" રાધારૂપે મોહી ઘનસ્યામ આવ્યો,
તો ય કાં ન દે આવકાર ?"

+

" કોણ ? કૃષ્ણ......કનૈયો ? "
રાધાને ઝુલાવી આનંદ–તર ગે
ગીતસ્વર આગે વધ્યા :–
" રાધાને નેસડે કનૈયો આવ્યો,
ખોલો, રબારણ ! બાર ! "

×

એ સુણીને...
શય્યાએથી ઊઠી રાધિકા

સંકોરતી અસ્તવ્યસ્ત ચીર.
" સખી ! શા અભિલાષ છે વળી ? "
" વૃષભાનનંદિની ! સત્ય વદું છું.
ગૃહનાં ઉઘાડો દ્વાર,
ને નિહાળો નેત્રદ્વારે ! '
એ સહિયર-બોલડે
ગભરાયેલી ધાઇ રાધિકા
શય્યા નિજ તજીને.
" સખી !......કૃષ્ણ
મેં બાંધ્યો'તો કહાન ! "
" વૃષભાનનંદિની ! બાંધ્યાનાં છૂટે બંધન ! "
એ વેણલાં સહિયરનાં
અવરોધાયાં રાધા-કર્ણે,
ને ફરી સુણાયો કૃષ્ણસ્વર :-

×

" ધેનુ લઇ હું ગોવાળિયો આવ્યો,
ખોલો, ગોવાલણ ! દ્વાર !
ગોધૂલિટાણાનો હું અહીં આવ્યો,
પહેલા પ્રહરની આ રાત !
કાળી રે કામળી હું કૃષ્ણ લઇ આવ્યો,
જામી કામણગારી રાત !

રસ-પ્રિયા ! તારો રમેશ આમ આવ્યો,
રેલાવો ઘેરા રસનાદ !"

×

મંત્રમુગ્ધ રાધારાણી
અકેલી થંભી લગીર,
ને ઘેનભર્યાં મદન-લોચનિયાં
મધુર મુખચંદ્રે લસ્યાં,
ને પ્રેમાર્દ્ર હૈયાવાટકડીએ
પ્રણયના આવ્યા ઊભરા.
મોહ ને માન મિશ્રિત ભાવે
વારી ગઈ વૃષભાનનદિની–
" રસ-પ્રિયા ! તારો રસેશ આવ્યો..."
પછી...?

×

" બહુ બહુ વિનવણે કૃષ્ણઘેલા આવ્યો,
ખોલો ને, રાધાજી ! દ્વાર !

" રાધા બનીને હું ઘનસ્યામ આવ્યો,
હજી કાં ન ખોલો તમ દ્વાર ?"

×

અને એ વેણુએ......
ધ...ડ...ચ ઊઘડયાં કમાડ !
ને ઉર-પ્રફુલ્લતાએ

કંચુકીની તૂટી કસ.

×

" રાધા બનીને હું ઘનશ્યામ આવ્યો,
ખોલો ને રાધાજી ! દ્વાર !
દ્વૈતને દ્વારે હું સાહમ્ બની આવ્યો,
શું રાધસ્ નહિ એ ચઢાદ્વાર ? "

×

અને......?
" કોણ ? શ્યામ સખી ?
કોણના મિલને આવી
એકલડી રાતડલીએ ? "

ચંદ્રમાના ધવલા તેજની
ટમ ટમ વર્ષતી'તી વર્ષા.
શ્યામ સખી ગોરી રાધાની
ઊભી'તી તરુછાંયે
ધવલરંગી ઓઢી ઓઢણી.
એના રંગેરંગે
રેલાઇ રસ-પ્રિયા,
ને ઝાલ્યો શ્યામ સખીનો પાલવ.
ચ...ર...ર...ર ફાટ્યાં ચીર,
ને રજનીના શ્યામ રંગે

લયલીન થયા ઘનશ્યામ રંગ,
ચંદ્રબિંબે દેતા સાદ.
પછી કૃષ્ણાંક થયો
રજનીનો ચમક લાડકવાયો,
ને પ્રસરી ચાંદની
રાધિકા-શયનગૃહે.
ઉર-વારિધિ ચંદ્રના હેલા
લહેરતા'તા ધીરાધીરા.
" ચંદ્રવદની......!"

એ કૃષ્ણવેણુલે
રાધિકાના લાગ્યા એકતાર
પ્રકાશંતા ચંદ્રબિંબે,
ને સર્યાં મર્મ-વેણુલાં પછી.
" કનૈયા ! કહી મુને ચંદ્રમુખી.
ચંદ્રે છે કલંક ભર્યો.
નિષ્કલંકિણી છું હું, કહાનજી !"
પળ પછી વીતી પળ
મલકામણે ધીરીધીરી.
" પ્રિયા ! નિષ્-કલંક એ યે શું
કલંક નથી શબ્દ-સંસારે ?"
લગરીક હતાં આઘાં
નંદકુંવર ને ભાણુભાનકુંવરી

અંગ–અનંગે ને મનડા–રંગે;
પણ આત્માના સંયોગ......?
" કનૈયા ! ચંદ્રમુખી સંબોધી મને;
પણ, વ્રજરાજન ! ચકોર
શી વાટડલી નિહાળે છે
ચુંબવા ચંદ્રિકાબિંબને ? "

અને......?
ઝર્યાં અધર–અમીરસ
કવિની અકલ્પિત કલ્પના શા,
ચિત્રકારની ચિત્ર–સિદ્ધિને
ઘડીક ઝુલાવતા કલ્પનાસાગરે.
મદન લાજ્યો થાકી
કે ' માન મેલાવ્યાં માનુનીએ
માનભર્યાં મધુસૂદનનાં. '

એ એકાંત વૃષભાનનેસડે,
છાનાં ખેલતા'તાં છપૈયાં
ઘનસ્યામ ને ગોરી રાધા,
વાતડલી કરતાં ધીરીધીરી
પ્રણય–ઘેન–દશાએ......
દીપક ઓલવ્યા'તા રાધિકાએ
ને કર્યો'તો સ્યામ અજવાસ,

તો ય આભેથી ચંદ્રદીવડો
પૂરતો'તો તેજ દૂધનાં,
ને વિલસતી'તી ગોવાલણ ચંદ્રને
મલકામણાંના ફૂલડા વેરી.
" સખી ચંદ્રિકા ! જરા ધીરાધીરી.
બહુ દિ'એ પધાર્યા છે
જશોદાના ન્હાનકુંવર.
વાર કરજે વહાણું વાવાની ! "

અને......?
પછી ઉષાનાથ
આભ નગરેથી પધાર્યા.
ઉષાએ ઓઢી નવરંગ ઓઢણી,
ને રાધા–ચંદ્રિકા રાણીના
અધાયા ઉર–કુમુદ
નવરંગ કંચુકીની દોરે,
ને વાયા આહ્લાદક સમીર
લહેરાવતા ઉર–સરોવરિયે કમળ,
ને પ્રસરી અંગ–સુરભિ.
એવે પૂર્વે......
વહાણાં વાયા, ને...
પછી ધીરૂ ધીરૂ પ્રસર્યું પ્રભાત !

છોડાવ્યાં તો ય પ્રશ્નો છો,
કહેશો કયાંની છે રીત ?"

સમીપ હતી પનિહારણ ને
સમીપ હતા કહાન.
પછી વદી વ્રજનાર
ચકોર દૃષ્ટિ કનૈયા–અંગે નાખી,
" ઘનશ્યામલાલ ! નેણુએ ભરી છે
ઘેંઘટ નીંદરડી આજ.
કોણ સંગે જાગ્યા રાતડલી ?
કોણ પ્યારીએ પરોવ્યું ચિત્ત ?"
" કિશોરી ! સાધતો'તો પ્રેમયોગ
સારી રાત જાગીજાગી !"
" પ્રેમ–યોગેશ્વર ! બહુ યે ભાસે છે
સાધ્યો પ્રેમ–સિદ્ધિ–યોગ.
અધર પર છે અંજનરેખા,
ને અંગે છે રંગ રમ્યાના
આછાઆછા મધુરા શ્રમ.
પોઢો. પોઢાડું પાથરી
ફૂલડાંની ફૂલ-શય્યા !"

પછી ભર્યું બેડલું ઉતારી,

લટો ફરીને લહેરની,
વેણીઓથી છૂટી ફૂલગુચ્છ,
ભાવભર્યાં વહી વેણુસૂરો,
" પેરો...પેરો, કિશોરવાસ !
ભેરે ભર્યાં યમુનાનાં જળ
ભીંજવે ભગભગી પાટે,
ને પાસવે પીંછો વાટે !"

પ્રભાત રમણીએ ચડ્યું હતું.
એવે આવી અન્ય.
ડગલે એને હતી લગ
હા' સંદેશા દેવાની.
" કનૈયા ! દેવા માતાજીનો સંદેશ
હું દુ ધુ પ્રદર એકથી.
પણ શી જાણ મુજને
કે નંદકુંવરના નેહ
રેલાયા હશે રજનીસાગરે
એકાંત ક્યાં રમણીય હાંડલેથી ?"

એ વેણુએ......

છૂટી વેણીના બાધતી બધન
વદી પનિહારણ પહેલી,
" સખી ! શા દેવાના છે
સદેશ કનૈયાલાનને ?"
" સહિયર ! સદેશડા છે એના
કે સુણી નદકિશોર
લજાશે ને શેચશે મનડે,
કે રઝળીને સારી રાત
ધરી ન જાણુ જરા ય
પુત્રે પિતાની અદૃશ્યતાની ! "
વદી નિહાળી રહી
કૃષ્ણ-વદનચદ્રે એ,
પણ વણપનટયા હતા ભાવ,
ને મનકામણુ હતુ મુખડે.
જ્ઞાનભાન સ્થિર હતા
શુ નિર્લેપનાના ભણતરે
વણસ્પર્શ્યા હતા સસારભાન ?
પણ પછી કર્મસસારે
સચરી કનૈયે વદ્યો
મનડાની સમલોનતાએ,
" ગોપાગના ! શી કથની છે
પિતાજીની અદૃશ્યતાની ?
ને શા શા કહાવ્યા છે

સંદેશ જશોદા માતાજીએ ? "
" કનૈયા ! વિહ્વળ યશોદામા
દૂઝે છે યમુનાતીરે
કે રાત્રિના પ્રહર પાછલે
સ્નાને પધારેલ નંદજીને
શું સંઘર્યા સરિતા-નીરે ?
કે રજનીએ છુપાવ્યા
એની કાળ-ચાદરે ..? "

પછી ડગ ભર્યાં
કનૈયાએ યમુના-તીરે.
માતાજી કરતાં'તાં શોધ
નેસ-ગામના નર-નાર સંગે.
એમણે નિહાળ્યો કહાન,
ને સર્યાં વેણલાં પછી,
" કનૈયા ! એકાદશીના ઉપવાસ પછી
દ્વાદશીના અરુણોદય પહેલાં
સ્નાને સંચર્યા તુજ પિતા,
ને વીત્યા પ્રહર......! "

અનરોધાયું અર્ધવેણુ

યશોદાના ભગ્ન હૈયે,
ને નેત્રે વહી અશ્રુધાર.
" કનૈયા ! શા શા હશે મર્મ ? "
" માતાજી......!
फलार्थी द्वादशीं दूष्या
निशीथादूर्ध्वमेव हि।
आमध्याह्नाः क्रियाः सर्वाः
कर्तव्याः शंभुशासनात् ॥
મહાજ્ઞાની શંકર મહાદેવે
ભાખેલાં વચનને
પિતાજીએ ઓળંગ્યાં નથી,
તો ય શા હશે આ ભેદ !
પછી કનૈયાએ......
ડગ ભર્યાં યમુના-કાંઠડે,
ને વ્રજવાસી-દૃષ્ટિમર્યાદાથી દૂર
જળનાં લીધાં આચમન,
ને નિજ પંચતત્ત્વદેહેથી
જળતત્ત્વને ભેળવ્યું જળે,
ને દૂંઢ્યા નીરે તાગ
તત્ત્વ ઉપરના પ્રભુત્વે,
પરમસિદ્ધ આધારભૂતનાએ.
પછી...!
વરુણ-નીરતત્ત્વ-સૂક્ષ્મતા,

એના સાધ્યા એકતાર,
ને પિછાણ્યા મર્મ...

અને યમુનાતળિયે
જળ-તત્ત્વ-પ્રભા કનૈયાનીએ
આધિપત્ય લીધાં જળનાં,
ને નંદરાજન-દેહને
ઝીલ્યો સરિતા-સપાટીએ.
પછી કાંઠડે યમુનાને
નંદરાજ ભેટયા પ્રીતે
વિહ્વલ નંદરાણીને.
નંદગાંવ હેલે ચડયું;
પણ નંદકિશોર...?
અકેલા સમજાવતા'તા સંસારને
કે 'બ્રહ્મ-એકતારની અંગ-મન-સિદ્ધિ
અઘરી ને અવરોધરૂપી છે,
જો તાણે વાસનાપૂરે
વિના અંગ-મન-સંયમ
ને વિના લાલસાના લય !"
ઓ જગત ! સિદ્ધિ સંસારે નથી !

## ( ૩૨ )

## રાસપંચાધ્યાયી

### [ મધુરી બંસરી ]

આભના સરોવરિયે
આહ્લાદક વાયા સમીર,
ને પશ્ચિમ–ક્ષિતિજ–કાંઠે
ખીલાઇ સૂર્ય–કમળ–પાંખડી,
ને બજ્યા રાગ કલ્યાણ
અનકાશની વીણાએથી.
પછી સ્વરમાંથી સર્જાયા
ને પ્રસર્યા પશ્ચિમાચળે
સ્વરૂપ ખીલતી સંધ્યાના
દીપકવર્ણા નવનવ રંગ ..
એ નિહાળીનિહાળી
ભ્રમર–વૃંદ રજનીના
ઊડયા પશ્ચિમ–દીવડે
ઘેરતા અસ્તાચળ–પ્રકાશ.
પછી એમ…એમ…
રજનીના ભ્રમર રજની

પ્રસરી શ્યામ છવિ
આચ્છાદતી દશ દિશા.
ત્યાં પૂર્વ-ક્ષિતિજ-સાગરે
ભરતીનાં ઊછળ્યાં મોજાં,
ને થયો ચંદ્રોદય
સોળ કળાએથી સોહામણો,
ચંદ્રિકા પ્રસરી ધારી,
ને આહ્લાદક વાયા સમીર.
એને નિહાળતી હતી
લોચનિયાં અર્ધાં મીંચીને
રસ-પ્રિયા વૃષભાનદુલારી
ઝીલતી લલાટે ચંદ્રનાં તેજ.
એ હૈયે ઝીલતી'તી સ્નેહે
કૃષ્ણચંદ્રનાં પ્રણય-તેજ.
મહોદધિ રેલાયો'તો અંગે
રતિ-ચંદ્રોદયનો પૂરો
વિલાસનાં ચડતાં હતાં પૂર.

ત્યાં......?
સ્વરયમુનાના મહાસાગરેથી
બંસીના સુણાયા સ્વર,
" અહા......!"
માધુર્યના ઘેનાવેરી

ડોલી રસ-પ્રિયા રાધિકા,
અનુપમ હતા સ્વર.
ને આહ્લાદક એની પ્રભાએ
છાતડલી જાગી ઝબકી,
ને થયો જીવન-લલકાર
પરમ સંગીત-સૂરાવલિએઃ
" ઓ બંસી! તુજ સ્વર છે
મુજ ભક્તિના પૂજ્યવિધાયક.
પ્રેમે નિર્વાણ પ્રાપ્તીશ!"
અને...?
વાંસળી તો બજતી હતી
ચંદ્રોદયના પ્રસરતા સમયે
રાધિકાના યે રસ-હૈયાની,
મુક્તિના ચીંધતી મારગડા.
પછી એણે સ્વર-દોર પ્રતિ
સાંધ્યા કર્ણ-તાર,
" શાં માધુર્ય મધુરી બંસીનાં!"

એ મનોવેણુલાએ
લોચન ઊડ્યાં ક્રાન્તદર્શનપાર,
ને તૂટી સંભ્રમણા.
સંચરતું હતું ઘેલું વ્રજ
ચંદ્ર-સોહામણી રાત્રિએ

આકાર-પ્રકારને તજીને
શું બંસી-સ્વરની દિશામાં ?

અને રાધિકાએ......
ક્ષુધા ને તૃષા ભૂલી
શ્વેતરંગી ઓઢી ચુંદડી.
ઉર-વારિધિ-ચંદ્રમાના હેલા
કમળીએ હતા ઢાંકયા.
ને ડગ ભર્યાં પછી
છાનાં...છાનાં ..છાનાં...
હૈયે હતા પ્રેમાંકુર
રસ-પ્રિયા અભિસારિકાને.
પછી બદલાયાં માયાવી સંસારેથી
દસ્ય જીવન-દષ્ટિનાં.
વિસ્મૃતિ ભાસી એકલ સ્વાર્થની,
ને રસ-વૃત્તિ રાધિકાની
રસ-લહાણુને રસે લહેરાઇ,
કે લહાણુ લે ભલે
ભાગ્યના લખ્યા લેખે
અન્ય રસીલી સર્વ વ્રજાંગના.
અને... .. ?
અભિસારે સંચરી ચંદ્રોદય-રાત્રિએ
બંસીસ્વર—પ્યાસિણી.

ગૃહનાં બીડ્યાં દ્વાર,
ને ઉઘાડ્યાં હૈયાનાં કમાડ.
અંતઃકરણ સંચરતું'તું
અંગથી યે આગેઆગે.
દૃષ્ટિ લેતી'તી તાગ
રજનીના રસ્તાના.
ઝાંઝર તાલ દેતાં'તાં
બંસી-સ્વરના સંગેસંગે.
સંચરતી હતી અભિસારિકા,
ને દોરાતો'તો પૂંઠેપૂંઠે
પુષ્પધન્વા ગ્રહીને બાણ,
કે રસેશ્વરના રસદેશે
અકેલી સ્વાર્થિણી થઇ પધારે
મુગ્ધા રાધાદુલારી.
પણ કહેશો...... ?

એ હતી અનંગવિજેત્રી.
નહિ બીબીને પણ
એના લઇને તાગ
કનૈયાના રસ-દેશમાં
રાધાએ જીત્યો'તો કામ.
એને તો હવે જીતવો'તો
रसो वै सः બહાને.

એક હાથે પડે ન તાળી
રસના ગરબ-વૃંદે.

એ સંચરતી હતી રાસે
મગની સૌંદર્ય–ચંદ્રિકા
આભચંદ્રને લજ્જાવતી
સૌંદર્યની મચેલી હોડમાં.
પછી ડગ ભરતીભરતી એ
ગોપી-ગૃહદ્વારે થંભી.
એક અકેલી યૌવનાંગના
વિરહે ઝૂરીઝૂરી
પ્રિયતમના આવ્યાની
વાટડલી નિહાળતી હતી.
આજ વીત્યાં'તા વહાણાં
વર્ષ આખાના વિરહે.
શરદની બીજી પૂર્ણિમા
આજ પાછી ઊગી'તી.
" સખી ..! સાહેલી ..! "
એ રાધા-વેણુએ
હતાં છાનાંછુપેયાં સ્વપ્નાં.

એ ઝબકી......
દૃષ્ટિના તૂટયા દોર

આભે સોહંતા ચંદ્રમાએથી,
ને સંધાયા કર્ણ-દોર
સ્વરદીમણા રસાળ.
" બ્હેની ! શાં આશ્ચર્ય છે રાત્રિએ ? "
" સખી ! છે છાની વાત ! "

•

એ વદી વેણુવાં
અભિસારિકા કૃષ્ણપ્યારી;
પણ હૈયે એને
લજ્જાના ભાસ્યા ગઢ,
કે ઓળંગાશે કેમ છાના,
વિના કહે છતરાયા ?

બળતા'તા કો'કકો'ક દીપક,
ને વાતા'તા શબ્દસમીર.
સુણાતા'તા આછાઆછા
કનૈયાની રસ–બંશીના
પ્રેમોત્પાદક મધુરા સ્વર.
" સખી ! વિરહના વાવાઝોડા ને
તોફાન તુમુલ ભાસે છે
આજ ઋતુ—અધિષ્ઠાત્રી શરદ્
રમણાએ ચડી છે રંગે ! "
" બ્હેની ! પ્રિયતમ-રંગીલીઓ કાજ

છે શરદ્ સોહામણી,
પણ નહિ વિરહિણી કાજ, હો!"
ને લગીર થંભી રાધિકા;
પણ ખાળ્યાં ન અટક્યાં
વદન—ચંદ્રેથી વેણ.
"બ્હેની! વિરહની મહા સમસ્યા
મચાવે છે તુજ મનડે તોફાન,
અંગે અનંગ-પ્રાબલ્યે.
અંગ છે પંચતત્ત્વરચિત,
ને મનડું છે ઝૂલતું
વિચાર-સમજના મોજાંએ,
બદલાતું, લૂમતું, ઘૂમતું
વિચારશ્રેણીની લઘુતા ને શ્રેષ્ઠતાએ;
પણ પ્રાપ્તે જે સત્ય જ્ઞાન,
તો બંધન તૂટે સંકુચિતતાનાં,
ને પ્રકૃતિના પરમ પ્રિયતમમાં
સમાય પ્રિયતમ ઘણેરા.
આપણ વ્રજનારીને છે
એક પુરુષ કૃષ્ણ,
અન્ય પુરુષ નારી છે જગતે.
સચર, સાહેલડી! સંગાથે મુજ!"
વિરહિણીની પ્રેમ-દુનિયાએ
ઘૂમણિયા લીધા વિશ્વપ્રેમ-ધરીએ.

દૂરદૂર સંસાર-માયાએ
હતા ભિન્નતાના ભાવ.
એની પ્રેમ-દુનિયા
ઘૂમણિયા લેતી'તી
એવે વદી વૃષભાનદુલારી,
" સખી ! ગુરુત્વાકર્ષણનો જગને
છે નિયમ જૂનોજૂનો,
એમ તુજ પતિપ્રેમસિદ્ધ ભાવના
છોડીને સર્વે દબાણુ
કર કેંદ્રિત તુજ પ્રેમ
પરમપતિ વ્રજકિશોરના લક્ષે,
પ્રેમ—ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતે ! "

અને......?
છાની ગૃહ તજીને એ
અપૂર્ણ સંસારપ્રેમભાવાન્વિતા
પૂર્ણ પ્રેમભાવદીપંતી બનવા
રાધિકા સંગે સંચરી.

સમીર વાતા'તા...
ઋતુ-શરદ-આશિષ્યા
ચંદ્રમાના તેજલ રાજ્યે.
એને ઝીલંતી'તી ગૃહબારીએ ઊભી

છે શરદ્ સોહામણી,
પણ નહિ વિરહિણી કાજ, હો !"
ને લગીર થંભી રાધિકા;
પણ ખાળ્યાં ન અટક્યાં
વદન—ચંદ્રેથી વેણ.
"બ્હેની ! વિરહની મહા સમસ્યા
મચાવે છે તુજ મનડે તોફાન,
અંગે અનંગ-પ્રાગટ્યે.
અંગ છે પંચતત્ત્વરચિત,
ને મનડું છે ઝૂલતું
વિચાર- સમજના મોજાંએ,
ખદબદતું, લૂમતું, ઘૂમતું
વિચારશ્રેણીની લઘુતા ને શ્રેષ્ઠતાએ;
પણ પ્રાપ્તે જો સત્ય જ્ઞાન,
તો બંધન તૂટે સંકુચિતતાનાં,
ને પ્રકૃતિના પરમ પ્રિયતમમાં
સમાય પ્રિયતમ ઘણેરા.
આપણ વ્રજનારીને છે
એક પુરુષ કૃષ્ણ.
અન્ય પુરુષ નારી છે જગતે.
સંચર, સાહેલડી ! સંગાથે મુજ !"
વિરહિણીની પ્રેમ–દુનિયાએ
ઘૂમરિયાં લીધાં વિશ્વપ્રેમ-ધરીએ.

દૂરદૂર સંસાર-માયાએ
હતા ભિન્નતાના ભાવ.
એની પ્રેમ-દુનિયા
ઘૂમણિયા લેતી'તી
એવે વદી વૃષભાનદુલારી,
" સખી ! ગુરુત્વાકર્ષણનો જગતે
છે નિયમ જૂનોજૂનો,
એમ તુજ પતિપ્રેમસિદ્ધ ભાવનાં
છોડીને સર્વે દબાણ
કર કેંદ્રિત તુજ પ્રેમ
પરમપતિ વ્રજકિશોરના લક્ષે,
પ્રેમ—ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતે ! "

અને......?
છાની ગૃહ તજીને એ
અપૂર્ણ સંસારપ્રેમભાવાન્વિતા
પૂર્ણ પ્રેમભાવદીપંતી બનવા
રાધિકા સંગે સંચરી.

સમીર વાતા'તા...
ઋતુ-શરદ-આશિષ્યા
ચંદ્રમાના તેજલ રાજ્યે.
એને ઝીલંતી'તી ગૃહબારીએ ઊભી

છે શબ્દ સોહામણી,
પણ નહિ વિરહિણી કાજ, હો ! "
ને લગીર થંભી રાધિકા;
પણ ખાળ્યાં ન અટક્યાં
વદન—ચંદ્રેથી વેણ.
" બહેની ! વિરહની મહા સમસ્યા
મચાવે છે તુજ મનડે તોફાન,
અંગે અનંગ-પ્રાગટ્યે.
અંગ છે પંચતત્ત્વરચિત,
ને મનડું છે ઝૂલતું
વિચાર-સમજના મોજાએ,
બદલાતું, લૂમતું, ઘૂમતું
વિચારોર્મીઓની લઘુતા ને મોટપાએ,
પણ આપે જો સત્ય જ્ઞાન,
તો બંધન તૂટે સંકુચિતતાનાં,
ને મુક્તિના પરમ પ્રિયતમમાં
સમાય પ્રિયતમ ઘણેરા
આપણ મગ્ન રીને છે
એક પુરુષ કૃષ્ણ.
અન્ય પુરુષ નારી છે જગને.
સમજ, સાહેલી ! સગાથે મુજ ! "
વિરહિણીની પ્રેમ-દુનિયાએ
ઘુમરિયાં લીધાં વિશ્વપ્રેમ-ધરીએ.

અણમૂલું હતું વ્રજે.
ચાંદનીની રૂપેરી છાંયે
શોધતી હતી પ્રિયતમને
એક સાહેલડી અકેલી,
શાપતી શરદ્–શણગારને,
" ચાંદલિયા ! હું થાકી શોધીશોધી
મુજ પ્રિય પ્રાણાધારને.
ઢૂંઢ્યા સંધ્યાના આવાસ
ને રજનીના મહેલ.
વન ફરી, ને ફરી વનરાઇ ! "

એ થંભી લગીર
શ્વાસ સાગરે રેલી નિ શ્વાસ.
એવે સુણાયો સ્વર
રાસ–મંડળે સંચરતીનોઃ
" સખી ! ઘેલા ચાંદલિયાના તેજે
શી લાગી છે ઘેલછા ? "

ચંદ્રમાના અજવાસમાં
સર્વ સ્વરૂપ વ્રજનું
શું રમણીરૂપે રમણાએ
ચડયું હતું ?
" સખી ! શોધું છું મુજ પતિને ! "

અંગઅંગફૂલડે ખીલેલી એક
યૌવનના રંગઉદ્યાને.
એના નેહ-નેણુમાંમા
આકાશના ઊગ્યા'તા ચંદ્ર.
પ્રફુલ્લંતા વદને હતાં
સંયોગનાં સ્વર-ધ્યાન.

એ નિહાળી... ..
વદી વૃષભાનકુમારી વેણુ
સમીપે સચરી સીધી.
" સાહેલડી...... !
લાવણ્યના લેવા લહાણા
પધાર રસ-દેશે.
રેલાય છે રસ-સાગર ત્યાં,
ને વહે છે સ્નેહ-સિંધુ ! "

એ નહોતી ઘેલી
મોહનની મુરલીના સૂરે
ને મુગ્ધની રમઝુમ
રસેશ્વરીના રમ-વેણુએ
પછી દોરાણી કોર.

એવે ટાણે ..

અણમૂલું હતું વ્રજે.
ચાંદનીની રૂપેરી છાંયે
શોધતી હતી પ્રિયતમને
એક સાહેલડી અકેલી,
શાપતી શરદ–શણગારને,
" ચાંદલિયા ! હું થાકી શોધીશોધી
મુજ પ્રિય પ્રાણાધારને.
ઢૂંઢ્યા સંધ્યાના આવાસ
ને રજનીના મહેલ.
વન ફરી, ને ફરી વનરાઇ ! "

એ થંભી લગીર
શ્વાસ સાગરે રેલી નિશ્વાસ.
એવે સુણાયો સ્વર
રાસ–મંડળે સંચરતીનોઃ
" સખી ! ઘેલા ચાંદલિયાના તેજે
શી લાગી છે ઘેલછા ? "

ચંદ્રમાના અજવાસમાં
સર્વ સ્વરૂપ વ્રજનું
શું રમણીરૂપે રમણાએ
ચડયું હતું ?
" સખી ! શોધું છું મુજ પતિને ! "

પ્રત્યુત્તર દેતી એ
નિહાળી રહી રાધામુખચંદ્રે કે
' શું સૌંદર્ય-ચંદ્ર ઊગ્યો'તો ?'
અને ચંદ્રમુખડેથી
હૈયાનાં અજવાળાં શાં
ઝર્યાં રસ-માધુર્ય પછી.
" સખી ! શોધ્યે ન જડે એ
તો જીવનના સમજવા અંધકાર !"
" વૃષભાનદુલારી ! શી ભાખો છો
વણ સમજાતી સમસ્યા ?"
" સખી ! ગહન છે સમસ્યા સંસારે
પૂર્ણ પ્રેમભાવનાની.
પતિ તો હૈયે વસે.
શા પછી શોધવા એને ?"
" વૃષભાનદુલારી ! હૈયે વસ્યા છે
માયરામાં નિહાળ્યા તે ઝિંના !"
" સખી ! તુજ હૈયે ને દેહે
વસે છે એનો આત્મા,
ને એના આત્માના છે
આવિર્ભાવ તુજ મનડે.
શા એ ભ્રમ પછી
સંસારના નેપથ્યે ?
નિજ આત્માને ઓળખીઓળખી

સ્થાપન કર તુજ પ્રેમનુ
કૃષ્ણપ્રેમે પ્રેમેશ્વરભાવે
શી પછી પતિશોધ ?
સમગ્રવ્રજપતિ છે કૃષ્ણજી !"
" વૃષભાનદુલારી ! ભાસે છે તમ વેણે
ભરીભરી ઘેલછા મુને !"
" સખા ! પ્રેમની રેનઝા
યોગીઓના બ્રહ્મપ્રેમની
આછીઆછી છે સરખામણી.
પ્રેમ, પ્રેમી ને પ્રેયસી
છે એકતાર પ્રેમલક્ષણાએ.
પછી શી અવશેષે છે
સમસ્યા અણઉકલી હજી ?"

એ રહી અણઉત્તર
રાધિકાપ્રસન્નાનિએ—
જાણે પ્રશ્નતી સંજ્ઞાએ
કે ' શા ચીંધો છો માર્ગ ? '

.. અને વાયા સમીર
સ્વર લાવતા કૃષ્ણન્સીના.
એને ઝીલીઝીલી
વેણુ વદી રાધાકુમારી,

" સખી ! વ્રજપતિ છે કૃષ્ણ.
તુજ પતિ-ભાવનાના
વિસ્તરાવ પુણ્યવંતા ભાવ,
ને સાધ કનૈયાશું એકતાર.
એ વસશે હૈયે,
ને દેહે રમશે સંગે.
વિશ્વપ્રેમેશ્વર છે ભાવિયુગે
યશોદાના કુંવર કહાન ! "

એ રાધિકા-વેણુલે
ગહન વિચાર-સમીરે
સંસાર કાળ-ધર્મની
બાંધીને પ્રચલિત પાંખ
ઊંડી સુણનારી પછી.
" વૃષભાનનંદિની ! જીવનનો છે જય
સંસારની પુણ્ય-પાંખે ઊડવાનો ! "
" સખી ! આત્માનો છે જય
કાળ-ધર્માંસી સંસાર-પાંખ તોડી
વિરાટ ઝંપના સાધવાનો ! "
" સાધી હશે તમે, બહેની ! "

એ વેણુલે હતા
ભર્યાભર્યા કટાક્ષ.

" સખી ! પ્રથમ કનૈયા-મિલને
નાખ્યા નયન-દોર ને
સાંધ્યા એકતાર તાર.
પછી ઝૂલી હૈયાહિંડોળે,
અમૃતચોઘડીએ કરી પ્રસ્થાન.
શી હવે છે બાકી સંસારે મુને ? "

પછી વીતી પળ,
ને વાયા સંયોગીલા સમીર.
પતિપ્રેમની વિસ્તૃત ભાવના
ભાસી એ ગોપાંગનાને કેંદ્રિત
પ્રેમપતિ વ્રજનાથમાં,
ને ગસે સંચરતીના રસ-સાગરે
રસે ભળી રસીલી.

એમ...એમ લાવણ્યમયી
લલના વ્રજ-રસ-દેશની લહેરી
લહાણાં લેવા-દેવા
પ્રણય-સ્વાતંત્ર્ય—રસદેશે.

અને યમુનાકાંઠે...?
ચંદ્રમાની ચમકતી'ની ચાંદની,
ને રેલાતા'તા અગમ-નિગમના

ખગ-પક્ષિના અનુપમ સ્વર
પાન એના કરતાં'તા
નગનાં પંખી, પ્રાણી
મૃગ ડોલતા'તા ડોકને,
ને મૃગલીઓ રસ ભરીભરી
સાનમાં કહેતી'તી કે
' ગોપાંગનાઓ ! ગૌરવ ધરી ઉરસ ધો
દિવ્ય દૃષ્ટિએ દૃશ્ય-મર્યાદા
અભિન્ન બ્રહ્મભાવ છે
કનૈયાના બંસીસ્વરે !
એ હતી મૂક સમસ્યા
મૃગલોચની મૃગાંગનાઓની અપાર
પછી ?
મુરલીના થંભ્યા સ્વર
ઓષ્ઠેથી અળગી કરી કૌંયે
સંદેશ-વાહક ગોપીદૂતી
એણે પૂર્ણ કર્યું'તું કાર્ય
સ્વરે બોલાવીમોનાની
વ્રજની રસરસાણી નારને
રસેશ્વરના રાસને કાજ

વહેતા તા યમુનાના નીર,
ને નહાતો'તો શરદ-ચાંદનિયો

ચંદ્રિકા રેલાવતો રસાળ.
એના કરતી'તી પાન
મગ્ન ગના કૃષ્ણરૂપગર્વિલી.

અને ધીરેધીરે...
મૃગ પધાર્યા મૃગીઓ સંગે
પંખી ઊડયા ફફડાવી પાંખ.
પછી વ્રજ–પ્રકૃતિના
પરમ પુરુષે લાગ્યા નયનતાર
શા સૌંદર્ય... ...!
મણિમય મોરમુકુટ માથે;
ને કર્ણે સુવર્ણકુંડલ–ઝનક;
મુખડે હતું પ્રણય–મલકામણું
વિરાટ વિશ્વ–પ્રેમ–આનનાનું;
ને હૈયે બ્રહ્મ–ઉલ્લાસ,
એના પડતા'તા પ્રતિબિંબ
મગ્ન ગનાના નિર્મળ ઉરે.

એ નિહાળીને...
મરક મરક મનકામણે
સુખચંદ્રેથી વેર્યાં ફૂલ
નંદજીના નટખટ લાલે,
" મૃગાક્ષીઓ ! શા શા કાર્યે તમે

શોભાવ્યા'તે યમુના-તટ ? "
શરદના પૂર્ણ ચંદ્રની રાત્રિ
હતી પૂર્ણપૂર્ણ અજવાળી;
ને મોહનવરની પ્રશ્નાવલિ
શું અભેદ ભેદીલી ન હતી ?

અને વ્રજનાર—વૃંદેથી
વદ્યા પધારી વ્રજમહારાણી.
" વ્રજરાજન ! વાંસળી વાગી ને
ઉરે જાગી લગની.
પછી શા પ્રશ્ન પ્રશ્નો છો ?
લાલ ! ઘનશ્યામ ! મુરારિ ! "
" વૃષભાનદુલારી ! કુમારીઓને કુમાર-મિલન
નથી અજુકતા કિશોર-રસ-દેશે;
પણ શા છે અધિકાર
કહેશો પતિ તજી પધારતીને ? "

એ કટાક્ષ—વેણુમાને
મૌને દીધા ઉત્તર.
નહિ રાધિકાએ, પણ
એક.....?
" કૃષ્ણજી ! ભલા પ્રશ્નો છો; પણ
શા છે કહેશો અધિકાર

આમ ત્રીને પાછા ફેનવાના તમને ? "

અને વદી બીજી
ઓની વેણુના રાધાહૈયાના,
" નદનાના ! અમ આત્માના અધિકારે
ગૌણ છે દેહ ને મન
આત્મા દીધા તમને,
પછી શી રહી પ્રશ્નાવલિ ? "
" વ્રજરમણી ! પ્રશ્નાવનિએ છે પ્રમાણુ
શા શા જાણુવા છે ફ્રેશો
જીવનના મર્મ અહીં ? "

અને પ્રત્યુત્તરે વદી,
જાણુણહારી ભાનુભાનતનયા,
" વ્રજરાજન ! તમ હૈયે છે જે
એના અમારે જાણુવા
ભેદ બ્રહ્માડ-ઇતિહાસે ભાખ્યા ! "

સસાર-મહામાયાની જાળ
આચ્છાદાઇ હતી પૂરી
અંગે મનડાના પડપડખે
મજ્જાગના આત્મસ્વરૂપ ઢાકતી.
પછી ઉકેલવા એના ભેદ

વેણુ-બાણ માર્યાં કનૈયે,
" વ્રજલલના ! પ્રેમે પધારી છે
ઉકેલવા ગૂઢ ઇતિહાસ,
પ્રિયતમા બનીને પ્રથમ આપે
સમર્પ અંગ ને મન.
બોધ પછી ભેદાશે
ભેદ સર્જન-જૂના.
સુખાનુશયી રાગઃ ॥ "
અને વીતી પળ પછી પળ.
વ્રજ-લલનાને સંબોધી વદી
રસ-અધીશ્વરી રાધિકા,
" શાણી વ્રજસહિયર...!
પ્રેમની ધન્યતા છે
નહિ લેશ પણ લેવામાં
પણ છે સમજીને સમર્પવામાં ! "
ને રાધા-નયણાં
નાચ્યાં કનૈયા-નેણુલે
ગોપાંગના-મનડાં જીતીને,
ને વેણુ વદ્યા
આત્મ—વિજેતા યોગેશ્વર,
" રસવાલ્હે ! રસેશ્વરી રાધિકાએ
સમર્પણની કહી સમરયા,
અનંત આત્મ—નાદને સુણી.'

સમર્પી દેહ ને મનડાં.
સાધો એકતાર નાદ,
પછી ખેલાશે જીવનનો શરદ
આનંદમય અનંતતાએ ભરી !"

અને ગોપીવૃંદે
આભે સાંધ્યા દોર પછી,
શું ચંદ્રમાની રાત્રિએ
પૂર્ણાનંદની ઝાંખી કરવા ?
શરદ–શૃંગારના મીઠડા કર
ધરતીને ધોતા'તા
ચાંદનીનાં રેલવી નીર.
" સખી ! શાં સૌંદર્ય વ્રજભૂમિના !"

એક વદંતીને અવરોધી
વેણુ વદી વૃષભાન—તનયા,
" સજની ! સોડહમ્ સોડહમ્
દીસે છે ભૂમિના સૌંદર્ય.
એ છે મૃગજળ શા સોણુ઼ાં.
મન તરંગે તો ડોલે દેહ.
સૌંદર્ય આત્મનાં છે.
ધરતી છે......અવકાશ છે.
વાયુ છે...નીર છે.

આત્મા છે...પરમાત્મા છે.
પરમ એ જીવન-સિદ્ધિ
યાજ્ઞવલ્ક્યે સમજાવી'તી
નિજ પ્રાણેશ્વરી મૈત્રેયીને !"

અને રાધા-વેણુલાની
વાક્યધારા કૃષ્ણે આંધી,
" વ્રજબાલે ! મનડા ને તનડાના
પ્રાણ છે પ્રત્યગ આત્મા,
ને એનો દોરાવણહાર
છે પરમાત્મા બ્રહ્માંડેશ્વર.
અનંતના મહાસાગરે ઊછળે
એના મોજાં અગાધ
અંત નહિ, ને નહિ પ્રારંભ.
અવકાશ અનંતનું છે.
મહી છે માયાવી સંસાર.
ભાસે છે એના અધ્યાસે
વણસમજ્યે આચ્છાદેલી જાગ.
એને તોડીતોડી
ઊડો આનંદસમીરે.
અપ્રાપ્ય નથી વ્રજને
परम-आनन्द-सच्चिदानन्द ના પ્રકાશ ! "

( ૩૩ )

## રાસમાં શ્રીકૃષ્ણનું અદશ્ય થવું

એ હતી અનરત પૂર્ણિમા
ચંદ્રિકાભીના યમુના–કાંઠે.

નીતરતા હતા પ્રણયના રસ
મગ્ન-રસાધના-અંગેથી,
ને ભળતા ધીરાધીરા
સદાનંદ આનંદ-સ્વરૂપે.
પછી મંધાતો'તો
સોહતો સંયોગ-શૃંગાર,
ને બેઠતો'તી ભ્રમરરાજ કનૈયા સંગે
મનની રસ-ભ્રમરાણી.
અનંગરાજ યે લહેર્યા'તા
અનુપમ શરચ્ચંદ્ર-રાત્રિ-સો હર્ષે,
ને એ ચોખેચી આનંદે
ઊડતા'તા ફૂલડાંના બાણ.
પછી ઉપપત્તિ-રસેશ્વર સમીપ ધાઇ
મનની એક જોગનઘેલી નાર
સાન—ભાન મનડાના ભૂલીને,
રતિ—શણગાર-શોભન-ધારિણી,
પરકીયા બનવા રસભોગને કાજ.
એને કરમ ધને બાંધી
કનૈયાએ હૈયાના ઝણઝણાવી તાર
" પ્રણયિની રસબાલે !
શ્રેષ્ઠ છે પરકીય પ્રેમ ! "

એ વેણુના વદી

કનૈયાએ રેલવી
ચુંબનની અલૌકિક રસ-ધાર.
કંપી દેહ-વેલી, ને
પ્રફુલ્લિત થયાં ઉર-ફૂલડાં.
એ નિહાળીને...
વદી વેણ નિત્યપ્રિયા રાધિકા,
" અલૌકિક છે પ્રેમભાવ.
ચુંબે છે અનંતના ઉરે.
વ્રજાંગના...! ઓ વ્રજાંગના !
આભે નિહાળો...
રાત્રિ ચૂમે છે ચંદ્રને,
ને ગાય છે તારલિયા
અનંત બ્રહ્માંડનું મહાકાવ્ય ! "

અને...?
પંચમ સ્વરની બજી વીણા.
એકતાર સધાયા વ્રજાંગનાના.
સયોગ-શૃંગારે રાચંતી'તી
એક મધુરભાષિની ' મધુરા, '
અસ્થિર લોચનિયાં જેનાં
ખેલંતાં ઉલ્લાસના કમળવને.
એનાં લાગ્યાં દગૂણાણ

કૃષ્ણચંદ્ર-મુખડે .....
ને ચંચળ નેત્રે.....
લાગ્યા તારામૈત્રક-તાર
પછી સર્યું મધુર મલકામણું
એ ઉજ્જ્વલ સ્મિતવદને,
ને પ્રસરી અંગેઅંગે
માધવીપુષ્પની સુવાસ
સૌરભ-ઉન્માદિત માધવીઅંગે
શ્યામ મધુકર પધાર્યો.
ચંદ્રરાત્રિના લહેરતા'તા સમીર,
ને શ્યામસુંદરે પ્રીતે
કર્યો વેણીસહાર
નેણુના બાણગાંધી
મીચીવીની રસ અધિએ
એ નિહાળી વદી
રસ--સેશ્વરી રાધિકા,
" ઓ રસ-જગત !
લે છે અંગના લહાણા
મનગના પ્રથમ ભૂમિકાએ
શા શા છે આકર્ષણ
પાર્થિવ—દેહ—સંયોગના ! "

પછી કનૈયા-નેણુને

આંખડલીએ કીધી વાત.
" મધુસૂદન ! અંગ-રસ-અભિલાષને
કરી પરિપૂર્ણ તું
વેદાંતની દે સમસ્યા
કે લાલસા છોડી નશ્વર દેહની
આત્માની સાધે વિતૃષ્ણા ! "
બજતા'તા પંચમ સ્વર
પ્રકૃતિની વીણાએથી,
ને અગમ-નિગમની આનંદશ્રેણીએ
ડોલતી'તી રસપ્રિયાઓ
આભે સાધી તારલિયાઓના દોર,
અને શરચ્ચંદ્ર શા કૃષ્ણચંદ્ર
ઓજસ-ચંદ્રિકા રાધાને
બ્રહ્મ-ચાંદનીનાં કહેતા'તા રહસ્ય.
" રાધે ! સક્રિય વેદાંતજ્ઞાન
ભણાવવાના તુજ અભિલાષ
છે વ્રજબાલાને;
પણ દિક્કાલાદ્ય નવચ્છિન્નને
માયા અવરોધે છે આછા આવરણે.
જ્ઞાન લાધવાં બ્રહ્મએકતાનાં
સહેલાં નથી અન્યને, સખી ! "
" કનૈયા ! અ-સહેજને શુદ્ધિએ ગાળી
પ્રાપ્તાવ પ્રેમ-શિષ્યોને

જીવનના મહામારગમાં.
રાસ રચાવી જીવનનો
બ્રહ્માંડની ગવાક્ષ કવિતા ! ”
અને...?
રેલાયા કૃષ્ણ-બંસીથી
સ્વર મધુરમધુરા
આનંદે ડોલ્યાં હૈયાં,
ને સંગીત-પ્રસારાભિજ્ઞા એક
અંગે ઝીલી સ્વરપ્રભા
કટિએ લચકંતી સંગરી.
એને ઝીલી ઝાલી
મધુર વેણુલે નચવી
મધુકર શ્યામસુંદરે.

અને એ દશ્યે......
'રમ્યતાક્' એ રમણીના
છાનાછાના સુણીને બોલ
ડોલી વિસ્તૃત-પ્રેમભાવનાશીલા,
સંસાર-વિસ્મૃતિ-ભાવિની વૃષભાનદુલારી,
" કનૈયા ! શા હશે બંસી-મર્મ ?
વેણુ કૃષ્ણમય છે કે
કૃષ્ણ વેણુમય ? "

અને એક અન્ય કૃષ્ણસમીપેથી
ડગ એક પાછું પધારી વદી,
" મુરારિ ! મ અડકશો મુને.
મુજ ગોરે અંગે
લાગશે શ્યામ રંગ ! "

એ આલિંગન-પ્રેરણા
કનૈયાએ સત્વર ઝીલી.
પછી એ ડોલી લગીર,
ને રજનીની ઓથે લપાયો
પુષ્પદેશનો અનંગરાજન,
ઘડીક પ્રફુલ્લતો હૈયે
કે ' કૃષ્ણને ઝાળશે કામદેવનાં બાણ.'

એ છૂપી સમસ્યા
અણજાણી ન હતી કંઈ
રસ-પિછાણણહારિણી રાધિકાને.
એને નિહાળી વ્રજાંગના
ઘેલીઘેલી, ઘવાયેલ
અનંગના બાણેબાણે, ને
સંસાર-ભાવ-ગર્વિલી,
સૌંદર્ય-મદન-મદઘેલી,
ચેષ્ટાએ સમસ્તની ને

વંની વેણુએ કે
'કનૈયો છે રમેશ્વરીઓ કાજ !'

અને.........?
અહભાનની વાત
રાધાદેએ જાણી
એ વ્રજ–અનાગી કનૈયો
એને તારવું હતું વ્રજ.
"ઓ કૃષ્ણ !...ગોપિકારંજન !
અહમ્ રાગ ને ચીંધ મારગ
ભૂલતીને દઈને ભાન !"

અને. . ?
એ પ્રહર ત્રીજાની ચંદ્રરાત્રિએ,
પ્રાતઃના મદીલ સમીર.
જમનાના વહેતા'તા જળ
પ્રણયઘેરા, ધીરાં .ધીરા.
પણ અધીરી વ્રજનાના હૈયાએ
પૂર હતા અહમ્–સરિતાના
એ વીંધીવીંધીને
આવી એક . ...
વહી વેણુ .....
નમ્ર ભાવે... .

કૃષ્ણને યાચતી... ..
એ હતી નમ્ર પંડિતા
ને લજ્જાશીલા,
ઝાંઝરના ઝમકારે થંભી
કહેતી કે ' કાંટો વાગ્યો ! '
હતી હૈયે એને
ઉલ્લાસની ઊછળતી ઊર્મિ;
નયને હતા કટાક્ષ ઢાંકયા,
ને લાસ્ય હતું ભ્રૂકુટિએ.
એ મનડે જપ જપતી'તી
કૃષ્ણના રાસ-સંયોગના.
નહોતા લગીરે અહંકાર.
પછી પ્રણયની અશ્રુધારા વહી.
આવ્યા જાણે કલિંદી-પૂર
વહતાં'તા ઉર-ડુંગર ડુબાવતા
એ નિહાળીને... ..
સંદેશ કહાવ્યા કૃષ્ણને
પ્રણય-સમીર સંગાથે
આપે ઊભા ઊભા
રસ-પ્રિયા રાધિકાએ
" પ્રાણેશ્વર ! એકાંતે અંચર,
કંટક વાગેલીનો કાઢ,
ને મટાડ એની વ્યથા

ઉરે ચંદ્ર-ચૂડ કરી.
प्रत्ययस्य परचित्तज्ञानम् ।
એમ યોગે જાગીજાગી
અહમ્ મન-સંયોગ-પ્રિયાના દાઝ,
એમ પ્રાર્થું છું તુજને,
કે તુટશે અહમ્‌ની ચૂડ
સૌંદર્ય-ગર્વિલી સહેલીઓની !"

અને......?
कायारूपसंयमात्तद्ग्राह्यशक्तिः ।
स्तम्भे चक्षुःप्रकाशासंयोगेऽन्तर्धानम् ॥
કૃષ્ણે કર્યો સંયમ
યોગબળે નિજ અંગે,
ને નિજ કાયાને કરી અંતર્ધાન.
અદૃશ્ય ..શું એ
દૃશ્ય બહાર ?
અને રાધા-વદને
હસ્યો રાત્રિનો ચંદ્ર,
' કૃષ્ણ તો છે
विज्ञानात् अन्यः अविज्ञानात् अन्यः
कार्यकारणात् परः ॥'
શું પિછાણતી'તી ગોપીએ

એવા કૃષ્ણને ?
પરોક્ષાનુભવ એ શાસ્ત્રીય જ્ઞાન,
ને અપરોક્ષાનુભવ એ સાક્ષાત્કાર.
એ મધ્યેની ભૂમિકાએ
અનિશ્ચિત ઊડતા'તા ભ્રમણાએ
ગોપિકાના મન પંખીડા,
કે ' કયાં ગયા મુરારિ ? '
પણ પ્રજ્ઞાન એ બ્રહ્મભાવનું
પ્રાપ્તાયુ નહોતુ ગોપીઓથી
કે મનને પેલે પાર નિહાળે
પ્રેમના પૂર્ણપૂર્ણ યોગે.

અને શોકના સાગરેથી
વાતા'તા દિનદાયક સમીર
એમાં તરતી હોડલીઓએ
મનના ચક્રીને સહ
ઝીલ્યા વાતા પવન
પછી વાધ્યા સૌણુના,
ને રૈની વિપ્રયોગ-શૃંગારે
ગોપાંગના કૃષ્ણવિહોણી
આભ-વાદળીએ છુપાયો ચંદ્ર—
શું કૃષ્ણચંદ્રને છુપાયેલ
નિહાળી ?

અંધકારે આવરી ચાંદની.
એમ...એમ...ગોપાંગનાને નિજ હૈયે
શું વસંતા આત્મા–ચંદ્ર–તેજની નદીની જાણ ?
આચ્છાદન મહામાયાનાં
અંધકારવાં'તાં અમોઘ;
નામારૂણ માયા
પ્રસરી'તી પૂરીપૂરી,
દિશા અને કાલના સમી;
ને ઊછળ્યા મોજાં
માયાના મોટા મહાસાગરે.
સ્નિગ્ધચેતડી લલનાઓનું
અંગ મનડાને કહેતું 'હું',
ને મન પ્રશ્નતું 'હું અંગને
અવિદ્યાના ગોળ ચક્રે અટવાઇ.

આત્મા હતો સ્થિર;
પણ અસ્થિર મનડું
રતિ-વાંચ્છનાથી આસક્ત
પ્રકૃતિપ્રેર્યું ફરતું'તું,
શોધતું અંધકારેઅંધકારે,
પુકારતું કે...
' સમર્પું તન–મનનાં દાન '
પણ કહેશો કેવાં હશે એ સમર્પણ ?

પછી એના પૃથક્કરણ
એ ટાણે રહ્યા અધૂરા,
ન દ્વિતીય-દન-ભાવે
નિપ્રયોગી લન ॥
વિચરી સ્વૈરને સોણુવે

એ હતા જાગ્રત સોણુના
ને સ્વપ્ને સાધ્યા એકતાર
એકાગ્ર કૃષ્ણુ-સ્વરૂપના
કો'કે એની બાગ-ની ના
કો કે કિશોરવીના એની
કો કે એની સતામણુ-મનામણુ
કો ક વૃક્ષ ઊંચાને પ્રશ્નતી હતી
કે ' તમ ઊંચા અંગે
અવશ્ય નિહાળ્યા હશે કહાન '
કો'ક પછી પૃચ્છા કરતી તી
માનવધારિણી પૃથ્વીને કે
' શરદે શોભે છે તુજ અંગ
કે સોહે છે કૃષ્ણુ-ચરણુ-
સ્પર્શાવલિએ ? '
કો'ક પછી પ્રશ્ના રહી
વૃક્ષ આલિંગી રહેલી વેલને કે
' દીઠે તમે તેની એક

આલિંગની કૃષ્ણ-વક્ષને ! '

અને એમ...એમ...
કૃષ્ણ-વાસ્તવ-રૂપ-ઘેલી
ભમતી'તી વૃંદાવન-વનગલીએ,
એને નિહાળતી'તી......
રાધિકા ગોકુળ-પ્રેમ-વાસિની
પૂર્ણપૂર્ણ પ્રેમના ભાવે.

પછી...!
રાધાને નિગમ-દષ્ટિએ
ભાસ્યાં છૂપેલાનાં દરપ.
રતિ-શ્રમિત પેલી રમણી.એકલી
સકામભાવે સરીને ભજતી
અહમ્-ભાવે બોલી
કે ' સર્વ લલનાના મેલી સાથ
વ્રજકિશોરી મુજ સંગ ખેલ્યાં. '
એ પરોક્ષ વિચારતી
પછી પ્રત્યક્ષ વદી,
" વ્રજ-રસેશ ! આપ મહાનુભાવે
સાક્ષાન્મન્મથઃ મન્મથઃ ।
શૃંગારે મથ્યો કામ,
મુજ અંગે વિરામી

બાલ્યવંતી ઋતુ શિશિર,
ને ઝુલાવી વસંતઋતુએ ! "

એ છોકેલીને સુણી
વેણુ વદ્યા વાંસળીધારી,
" નવવયા ! બાલ્યકાળ—ચંદ્રમા
તુજ અંગે અસ્તાચળે સંચર્યો,
ને તારુણ્યનો ઊગ્યો ભાનુ.
કહીશ, નવકામા ! હવે
શાં છે તુજ મલકામણે
છાનાં લજ્જાશીલ રહસ્ય ? "

અને ખેલંતી મોતિયન માળે
લજ્જામણી લજ્જતએ વદી,
" નંદકિશોર ! પ્રથમ રસ—ખેલને
શ્રમિત ભસે છે અંગ;
ચરણે છે શિથિલતા.
વાટડલી નહિ ખૂટે મુજ, રસેશ ! "

એ વેણુલાં સુણી
મલકામણાંનાં વેરી ફૂલ
કનૈયે સંબોધી શ્રમધારિણીને,

" પ્રિયે ! મુજ બંગલે બિરાજ;
શાતા રહેશે તુજ મને ! "

અને......!

એ કૃષ્ણ—પાદિણી
ગોપી-ઘરના દેવા લદાગ્યાં
આછું નિહાળી કટાક્ષે મલકી.
એણે આંખ મીંચાણી, ને
અલોપ થયા મુરારિ !

પછી... ...!
" ઓ રમણ...રમેશ્વર ! "
અજગા રહી પુકારતી
ને ઢૂંઢતી કુંજન-ગલી.
પછી અર્પિત બનીને
વિપ્રયોગ-શૃંગારના રાહે
તલ્લીન બની કૃષ્ણસંગે.

અને યમુનાતીરે...
છૂપાયેલ કનૈયાની શોધે
ઘેલીઘેલી થઇ ગોપી.
પછી દ્વિતીય દશે...

નાયિકાએ આદર્યાં અનુકરણ
કનૈયા નાયકના રસે
વિપ્રયોગે બની રસભીની,
પુનરાવર્તને બાળ-ઇતિહાસના
બની પૂતના ને બની કનૈયો
ને કર્યો પૂતના-વધ.
પછી ખેલી અસુર-સંહાર
મધુસૂદન બનીબનીને;
ને તોળ્યો ગિરિ ગોવર્ધન.
એ નિહાળીને એવે...
હસી ગિરિવર-ધર-ધારિણી રાધિકા
" કનૈયા ! રહી છે તુજ પ્રભા !
કોમળતાભર્યાં હૈયાં
ભીંજે છે શરચ્ચન્દ્રની સાથે
પ્રેમ-સ્મરણ-આર્દ્રતાએ,
ને શબ્દ-કવિતે એમના
કારુણ્ય છે વિપ્રયોગના ! "
પછી ઇતિહાસ અનંતના નાચ્યા
આભે નિહાળી વૃષભાન તનયાએ,
" અ...... હા ..! "
મનમુગ્ધા લલનાઓને મુખડેથી
સર્યું એકાકી વેણુ
રાધિકાહૈયે પાડતું

દર્શના અમોઘ પડઘા,
" ઓ અનંત ! શાં શાં છે
વિશ્વની કવિતાનાં ગાન !
નાદ-બ્રહ્મે એ સર્જતાં રંગ
ને આલેખતાં સંસાર-ચિત્રપટીએ ! "

અને......
એકવાર ગોપી-કનૈયાના
અનંત-રાધસ-આરાધિકાએ પેખ્યા,
ને આજની ક્ષિતિજે નિહાળી
કર્યું ઊંડું મનડું કે
' ધરતી ગૂંથવી છે આજ રાગે ! '
શું હતી એ કહાન-ગોપી સમસ્યા !

એવે સુણાયો સ્વર
કૃષ્ણ-પ્રિયા રાધિકાને કર્ણે
પ્રાર્થતી એક પ્રેમિકાનો.
" નંદદુલારા ! અમ 'અધર'પે
વિયોગની છે ઉષ્મા
કેશાવલિએ સૂકાયાં છે ધૂપેલ,
તો કર-કમલ-કૂંપળેથી, નાથ !
સીંચો રસના સુગંધિત સ્નેહ ! "

પછી સુણાઇ રાધિકાને
ચંદ્રવદના-મુખડેથી સરતી
ભાવાવિષ્ટ પ્રાર્થના અન્ય,
" યશોકુંવર ! બાળવયે રીઝવ્યાં માત
પાન કરાવી મધુર મુખડાનાં.
હવે કિશોરવયે, લાલ !
આપ-દર્શન-અભિલાષીનાં
દર્શને ઠારો નયણાં ! "

પછી પ્રાર્થના બીજી
અંગ-સ્પર્શન-અભિલાષિણીની હતી,
" ગોપાલ ! ભમીભમી વ્રજભૂમિ
ગિરિમાળ કરી છે પાવન.
કંકર ખૂંચ્યા ચરણ-કમળે હશે;
ન બીશો ગિરિધારી ! પણ
અમ કઠણ કુચ ધરનારીઓ
ધરીશું આપ-ચરણ-કમળ
ધીરા...ધીરા...ધીરા...
यत्ते सुजात चरणाम्बुरुहंस्तनेषु
भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु ।
तेनाटवीमटसि तद्व्यथते न किंस्वित्
कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः ॥
ને અનંગે ધેર્યો દેહગઢ

વાસના-વર્ધન-મેદે
નાથ ! સમર્પીશું આપને ! "

પછી પ્રાર્થના અનુપ
મહાભાગ ગોસંતી ચન્દ્રવદની
સરી શરદ-સૌંદર્ય-બીજની,
" રમેશ ! કરાવ્યાં રસામૃતનાં પાન,
ને વિરહના એ લીધા તાગ.
કાને સુણાય હજી મરવાળી
અમ હૃદય-રમણી, નાથ !
ઊગાર્યાં વ્રજ-નર-નાર
તોળી ગિરિ ગોવર્ધન.
શું નહિ તારો સીંચીને
અધરામૃતના પાન ?
વિરહે તૂટતા જીવનના દોર
સાંધ આપ્યા છે આપ મહાનુભાવના
પુણ્યકારી કથામૃતના ભાવે ! "

અને......?
સુણી સદ્ભાવ-દીપિકાના સ્નેહ
રાધાએ સાંધ્યા કૃષ્ણના હૈયાતાર.
" રમેશ ! આજ ફળી મુજ નેમ.
ઉર ઊછળ્યો છે અગાધ

આનંદના હેલંતા હેલે.
ધ્યાનસ્થ દશાની સમર્પી
પુણ્યવંતી તેં પરમ ભાવના.
હવે શ્યામ... ઘનશ્યામ !
આત્માએ આચ્છાદ્યાં પડળ
ખેસવીખેસવી આહ્લાદાવ
અનંતના અભિનવ રંગે,
ને ખેલાવ નવ-રસ-રાસ !"

અને......[1]
પ્રવાપો પ્રેમાંગનાઓના પછી
પ્રેમેશ્વરી રાધિકાએ કહાવ્યા
પરમ પરમેશ્વરને પ્રીતે.
વાયા પ્રણયના સમીર.
શૃંગાર રસ હેલે ચડ્યો
રસેશ્વરના રસ-દર્શને.
સંયોગથી પ્રવર્ત્યો વિપ્રયોગ
ફરી ફર્યો સંયોગે.
પ્રથમદલ દ્વિતીયદલે
શૃંગારના ઊછળ્યા મોજાં,
ને આજે થભ્યો શરદ-રાત્રિનો [illegible],
ચાંદનીના રેલતો સાગર.
પછી મંત્ર-મુગ્ધ બની વ્રજ-[illegible],

ને મોરપિચ્છ-મુકુટધારી
પ્રકટ્યા યમુના-કાંઠડે
મટક...મટક...મટક...મલકતા;
ને કાલિંદીનાં યે નીલવર્ણાં નીર
ઘડીક થયાં ધવલાં
ચાંદનીના ઝીલંતાં રંગ.
પછી ગેમે ટહુકે ને ઝમોલકે
દર્શનપ્યાસી પ્રેમાન્વિત દાસી
વિશ્વનેત્યુ ઝીલંતીઝીલંતી
અતૃપ્તતાના હેલે હેલી,
વિરામની ઝંખનના સંતાપ
સમાપન બની શાંત પ્રેમે.

અને .....[1]
કાલિંદીના કોડામણ કાંઠે
રાત્રિનો ચંદ્ર વર્ષાવતો તો રસાળ
ફૂલડાં શરદ-ચાંદનીનાં.
એને વાણીવીણાને
બિછાવી રસ-સેજ
વ્રજાંગનાએ યોગેશ્વર કાજ.
ઉપર બિછાવી આ ગેથી મેરવી
ઉર-કેસર-રંગભીની ઓઢણી.
પછી ઝૂંટવી એને......

બંસરી કનૈયા કનેથી,
લીધો મયૂરમુકુટ પછી,
ને સોહાવ્યો પાષાણ-શિનાગે,
પછી પધરાવી વ્રજમહારાણી
કૃષ્ણપ્રિયા રાધિકાને
પુષ્પાસન બિછાવી સમીપ,
ને માગ્યા કૃષ્ણ ન્યાય
શું પ્રકૃતિ તોળતી હતી
પરમ પુરુષનો ન્યાય ?
એ હતું માયાનુ ન્યાયમન્દિર
સંસારે તોળાતો'તો
શું બ્રહ્મનો ન્યાય ?
" વૃષભાનદુલારી ! શા શા અધિકારે
નન્દકુંવરે તજી વ્રજનાર ?
તોળજે તુલાએ ન્યાય
કો'ક ભજે છે નિજ ભજનારને,
પણ વીરલા કો'ક
ભજંતા ને નહિ ભજંતાને યે
ભજતા નથી લગીર
શા શા હશે મતભ્ય મહીં ? "
એ વાદી પ્રણય-પક્ષિણીની
સુણી અરજ ન્યાયાસને વિરાજી
પ્રેમ-પૂર્ણ ન્યાય-ધારિણીએ

અસકામણાંનાં વેરી ફૂલડાં
પછી પ્રશ્નો પ્રતિવાદી કહાન,
" કનૈયા ! પ્રેમ-નગનગરે આજ
એવું છું પ્રણય-ન્યાયાસનેથી
શપથ દઈ શરદ-ચાંદનીના
કે ' શા છે તું પર આરોપાયેલા
આક્ષેપના સંક્ષેપે ઉત્તર ? ' "

અને ફૂલડાં-આસનેથી
પ્રેમ-મંદિરની બે પ્રતિહારિણીઓએ
ઝટકી આપ્યો કહાન
વેણુ વદી રસ-ન્યાયાસનનાં,
" કૃષ્ણજી ! તોળાય છે ન્યાય આજ,
વસમી છે ' પ્રેમ-મંદિર 'ની શિક્ષા
પ્રણયાપરાધીને ! "

અને......?
પછી પ્રતિવાદીએ દીધા પ્રત્યુત્તર
પ્રણમી ન્યાય-ધારિણીને,
" રસ-ન્યાય-પ્રિયા ! ઉપકારને પ્રત્યુપકારરૂપે
અન્યોન્ય ભજંતાંને
ધર્મ કે પ્રેમની નથી
લગીરે સંભાવના હૈયે ! "

પછી દીધો બીજો પ્રત્યુત્તર,
" પ્રેમન્યાય ભજંતી રાધાકુમારી !
પ્રત્યુપકાર નહિ ઇચ્છંતાના
છે પ્રકાર બે:
પિતૃવત્ નિઃસ્વાર્થ પ્રેમ,
અને સાધુવત્ દયાર્દ્ર ચિત્ત ! "
" કનૈયા ! પ્રત્યુત્તર દીધા તેં બે.
શા છે ત્રીજાના હવે ? "
" પ્રણય-ન્યાયદુલારી ! વિરલા એવા કો'ક
ભજનારને ને ન ભજનારને
નથી ભજતા લગીરે.
એના છે પ્રકાર ચાર:
' આત્મારામ ' કો'ક......
आत्मन्येवात्मनातुष्ट : ।
રમણ કરે નિજ આત્માએ.
કો'ક ' પૂર્ણકામ......'
છે રહિત ભોગ-લાલસાએથી,
ને અકૃતજ્ઞ કો'ક......
ન ઝીલતા ઉપકારને.
ને ગુરુદ્રોહી નર કો'ક......
દ્રોહી છે કઠિન હૈયાના ! "

એ કૃષ્ણ-વેણુએ

મંદિરમંદિર દીધી તાળી
રાસ કરી રસ-લલનાએ,
આંખ-મીંચામણીએ મરક મલકી,
કે ' નંદદુલારાએ માન્ય કર્યા
આક્ષેપ આરોપાયેલા પ્રભુએ. '

પણ......?
યોગ—યોગેશ્વર કૃષ્ણ,
એણે જાણીજાણી
સમસ્યા કહી જૂનીજૂની,
" ઓ રસ-ન્યાયમૂર્તિ...!
મમાય નથી મુજ
દીધા પ્રત્યુત્તરે સમીર.
હું છું રસ-મિત્ર
મર્મ રસ-લલનાનો.
ને ભજંતાની ધ્યાનસ્થિરતા કાજ
ભજંતાને યે નથી ભજતો
દઢીભૂત કરવા નમ એકતાર
સંસાર-પ્રપંચ-વિસ્મૃતિના,
પરોક્ષે રહી સુણ્યા છે
વિપ્રયોગ-શૃંગારના રાગ.
ઓ સખીઓ...!
હું છું અદ્વૈતવાદી !"

## ( ૩૪ )

## રાસ-લીલા

ચાંદો પૂગ્યો હતો
ગનિએ ચાંદનીના તેજ,
ને વેરાતા'તા યમુના-કાંઠે
તેજ-ફૂલડાં આભ-તારલિયાનાં.
ગાજતી પ્રકૃતિની વેણુ
સાદ દેતી'તી કનૈયા-અ સરીએ.

એ સ્વર-દૂતીના સંદેશ
રમા-નગરને ઘેનું કરતા
આમ નના તા યમુના-કાંઠડે
શું ચૈતન્ય આમંત્રતું 'તું ચૈતન્યને
રમવા મગાડના રાસ ?
સ્વર પરબ્રહ્મ-રૂપ કનૈયા ।।
આકર્ષતા'તા પ્રેમલક્ષણ એ ભગતીઓને
ઓ જગત ! ઐક્ય જ ધર્મ છે
સર્વ एकमेवाद्वितीयम् છે
શારીરિક અને માનસિક રીતે,
નૈતિક અને આધ્યાત્મિક રીતે,
ઉત્તન એ ગૂંથણ્યા છે,
લહરતું અનંતતાના સાગરે
ચંદ્ર, તારા ને રાત્રિના પ્રહર

છે અખંડ એકરસ થઈ જ,
પણ ભિન્ન ભાસતાં મનોદષ્ટિભ્રમણાએ.

કૃષ્ણ-પ્રેમી મગ્ન મના,
તનકંપિતા, મનપ્રણેતી,
પ્રતિમા-મધ્યે પૂનમેન ગૂંજે,
પછી બની સ્વરએકત રીઝી
માધવની મધુરી મુરલીએ,
દેહ છતાં બની વિદેહી,
મન છતાં પર-મનોગામી બની-
रागापहति ध्यानम् ।—
આત્માએ સત્વરી રાસે,
સમર્પ્યાં નિજ પતિદેહને
દેહ ને મનડાં
કે જે .. ..
છે કલેશનુ મૂળ.

અને .. ..?
ઝાંઝર-ઝણુકાર જામ્યા,
ઘૂઘરી ઘમકી,
કંકણ રણુક્યા,
ને તાળીના તાલે
થાપી પડી નાદબ્રહ્મની ઢોલકે
શરણાઈ વિશ્વની બજી,

ને સ્વર્ગેથી ઉતર્યાં કિન્નરો
ઝાંઝ ને ખંજરી વગાડતા.

એ સુણી થંભ્યા
સ્વર્ગે નાટારંભ......
મેનકાના......
ઉર્વશીના......કે
રંભાના......?
" શા રાસ વ્રજભૂમિએ !
ઓ બ્રહ્મ ! ચોધ માગડા.
નિત્ય યૌવન અનિત્ય ભારો છે.
સ્વર્ગીય આનંદે નથી સિદ્ધિ.
અંગનાં નૃત્ય ને મનડાંનાં ગીત
ગૌણ છે વ્રજ–આત્મા–રાસ–સંગીતે ! "
યમુનાને કાંઠે ચંદ્રભીની રાતડલીએ
રસોત્સવ હતો રસાળ.
એકએક ગોપી ને એકએક કહાન;
મંદ હાસ્ય ને ભ્રૂકુટિ-વિલાસ.
नद्दैर्गृहीतकण्ठानामन्योन्यात्तकरश्रियम् ।
नर्तकीनांभवेद्रासो मण्डलीभूयनर्तनम् ॥
અનેરાં હતાં કંઠાલિંગન
પ્રેમના અનંત સાગરે.
એવે આકાશ–ગંગાને તીર
મેનકા, ઉર્વશી ને રંભા મળી

છે અખંડ એકરસ બ્રહ્મ જ,
પણ ભિન્ન ભાસતાં મનોદૃષ્ટિભ્રમણાએ.

કૃષ્ણ-પ્રેમી વ્રજાંગના,
તનડાંઘેલી, મનડાંઘેલી,
પ્રતિમાજાણે પૂગેલ ચૂડે,
પછી બની સ્વરએકત રિઝી
માધવની મધુરી મુરલીએ.
દેહ છતાં બની વિદેહી,
મન છતાં પર-મનોગામી બની-
**રાગોપહતિ ધ્યાનમ્ ।—**
આત્માએ સંચરી રાસે,
સમર્પી નિજ પતિદેવને
દેહ ને મનડાં
કે જે......
છે ક્લેશનું મૂળ.

અને......?
ઝાંઝર-ઝણકાર જામ્યા,
ઘૂઘરી ઘમકી,
કંકણ ખણુક્યાં,
ને તાળીના તાલે
થાપી પડી નાદબ્રહ્મની ઢોલકે.
શરણાઈ વિશ્વની બજી,

ને સ્વર્ગેથી ઉતર્યા કિન્નરો
ઝાંઝ ને ખંજરી વગાડતા.

એ સુણી થંભ્યા
સ્વર્ગે નાટારંભ......
મેનકાના......
ઉર્વશીના......કે
રંભાના......!
" શા રાસ વ્રજભૂમિએ !
ઓ બ્રહ્મ ! ચોંધ માગશે.
નિત્ય યૌવન અનિત્ય ભારી છે.
સ્વર્ગીય આનંદે નથી સિદ્ધિ.
અંગનાં નૃત્ય ને મનડાંનાં ગીત
ગૌણ છે વ્રજ–આત્મા–રાસ–સંગીતે ! "
યમુનાને કાંઠડે ચંદ્રણીની રાતડલીએ
રસોત્સવ હતો રસાળ.
એકએક ગોપી ને એકએક કહાન;
મંદ હાસ્ય ને ભ્રૂકુટિ-વિલાસ.
નદ્ધેर्गृहीतकंठानामन्योन्यात्तकरश्रियम् ।
नर्तकीनांभवेद्रासो मण्डलीभूयनर्तनम् ॥
અનેરાં હતાં કંઠાલિંગન
પ્રેમના અનંત સાગરે.
એવે આકાશ–ગંગાને તીર
મેનકા, ઉર્વશી ને રંભા મળી

વ્રજ-પ્રેમ-સાગરે લીન થતા.
એ નિદ્રાજાને વેણુ વતી
પરમ-પ્રેમ-નિગીશ ગુણાધિપી
રાસ-પ્રિયા રાધિકા,
" નાટ્ય-કલા-વિશારદ સ્વામી ...!
થંભો લગીર......
છે આ વ્રજના રાસ
વિશ્વની રંગભૂમિએ આજ
વાયરા ભજવે છે પરબ્રહ્મ
ને ઇતિહાસ આલેખે છે
બ્રહ્માંડની અગમ્ય પોથીએ
કે ' સંસારીના ઉદ્ધાર
રચ્યા છે સચ્ચિદાનન્દે ! ' "
આભે થંભ્યો ચંદ્ર
અલૌકિક મગ્નરાસે લહેર
અંગ-અભિનય ને મનસા અતીન
રાસ વર્તુલાકારે ગોપી-પ્રત્યંગ રમાને
કલ્પીને ઊડતા ઉચ્ચ કક્ષાએ

શું બ્રહ્મદિવ્યાન છે ?

અને રાસમંડળ ..
મૃદંગ ને બજતા'તા તાલ
' શા વિચિત્ર ભાવ ! '
પ્રશ્નતા'તા રાધા-વેણુના

રાસ-મંડળ મધ્યે
સમીપે સોહંતા કનૈયાને :
" રાસેશ્વર ! રાસમંડળે આજ
અદૃશ્ય ભમે છે તુજ પ્રતીક.
શું સર્વ ગોપાંગના છે વ્રજે ? "
" રાધિકા ! વ્રજે છે સર્વ વ્રજાંગના
શા વળી ભેદ નર-નારીના ! "

એ રાસ-મંડળે પછી
ફરી દશ્યમાન થયું કૃષ્ણ-પ્રતીક
અકેક ગોપી ને અકેક કહાન.
એ સવિકલ્પ સમાધિ હતી.
ધરાયા'તા ધ્યાન ધ્યેયે,
તાદાત્મ્ય હતા સ્વર-ગાનના,
ને ઝાંઝરના ઝમકારે
મરોડ હતા અંગના રસાળ.
કનૈયાના અંગ-સંગ-સ્પર્શને
તૂટતી'તી ફૂલડાંની માળ,
ને અસ્તવ્યસ્ત ચીર
સરતા'તા ધીરાધીરા
સાન ને ભાન ભુલાવીને.
એ નિહાળીને...
ચંદ્રમા આજે ય થંભ્યો
ઘડીક ભૂલીને ગમન.

ને એમ...એમ...
અનિમંત્રા મહીં થઈ વિસ્મિત
વિશ્વ-પરીએ થંભ્યા,
शशाङ्कश्च सगणो विस्मितोऽभवत् ।

એ હતા અખંડ રાસ
છ છ રે માસના...
ને દિશા ને કાલમાપનાં
જ્ઞાનનાં તૂટ્યાં બંધન,
ને લાધ્યા વિજ્ઞાન-જ્ઞાન,
વિલય પામ્યા ભેદ તાદાત્મ્યભાવે,
મનડાં ઉડુવને ઊગ્યાં,
પ્રભુનાં પિછાણ્યાં રહસ્ય,
વાયુ પર લાધ્યાં પ્રાબલ્ય,
ને અગ્નિતેજ પ્રાપ્ત થયાં પ્રાણાયામે.
ઊંચે ને ઊંચે ઊડ્યું
શું કહાન-ગોપી-રાસ-મંડળ ?

એ હતા વ્રજભૂમિનાં
અલૌકિક આછાં ઉડુવન,
અનંતી રજનીએ જ્યાં
મહામાયાના રાસ-મંડળે
ચંદ્રમા પૂરતો હતો
આત્મ પ્રકાશતાં તેજ,

ને બજતા'તા બજનાદના સાજ
નિર્વિકલ્પ સમાધિના આરે
રેલાવતા કહાન–ગોપીના રાસ.
यत्रयत्र मनो याति
तत्रतत्र समाधय. ॥
એ દનો બ્રહ્માંડનો અનંત-રાસ
देहाभिमाने गलिते
विज्ञाते परमात्मनि ॥
પ્રેમ, પ્રેમાસ્પદ ને પ્રેમા–
त्रयाणाम् अभेद ॥
એ અનંતતામાના રાસ
નિહાળતી'તી રાધાદુલારી
ઊછળતી લોકોત્તર આનંદે,
નિર્વિકલ્પ સમાધિસ્થ દશાએ.
" एषा हि परमा गतिः ।
एष हि परमो लोकः ॥
एषा हि परमा संपत् ।
एष हि परमानन्द ॥ "

અને ........!
આનંદસ્વરૂપ મુરારિએ
પછી પ્રશ્ની માયાને,
" રાસપ્રિયા ! નિર્વિકલ્પ સમાધિએ રચાવ્યા

રાત્રિએ રમણાએ ચડી હતી.
યમુનાના નીલપેરા તરંગને
આચ્છાદતી'તી ધવલ ચાંદની
જલવર્ણી વ્યોમ-મંડળેથી.

એ વ્યુત્થાન-દશાની
જાગૃતિ સમાધિએથી હતી.
ઊંડ'તી નિર્વિકલ્પ સમાધિએ મગ્નાંગના
પછી ઊતરી અનંત આભેથી
વ્યોમ-ગંગાને તીર
રમ લેતી આત્મ-કૃષ્ણ સંગે;
ને સમાધિસ્થ અવસ્થાએથી
સમાપ્તિ હતી એ
આત્માના અનંત રાસની
નિરોધેથી વ્યુત્થાન-દશાએ.
પ્રકારતું'તું મગ્નનું પ્રારબ્ધ
સંસારના કર્મ-ચક્રે.
વ્યોમ-ગંગાને તીરેથી
નીરે પ્રવેશી રાસ-રમણી
મનહર કરતી'તી ક્રીડા
મોહનની મૂરત સંગે.
પછી વ્યોમ-ગંગા-અવતરણ

હતું વ્રજભૂમિએ.
કહેશો, કોણ એને ઝીલે.........?
ભગીરથ-તપે પધારતી ગંગાને
જટાએ ઝીલી'તી મહાદેવ દેવે,
અને વ્યોમ-ગંગાને વ્રજભૂમિએ
ઝીલતી'તી પ્રેમ-દેવી રાધિકા.
એણે આભે નયનદોર સાંધ્યા.
ચંદ્રબિંબે વિરાજ્યો કૃષ્ણચંદ્ર
ઉર-વારિધિના હેલાએ
હેલતો'તો રાધા-આત્મ-મંદિરે.
પછી રાધિકાએ છોડી વેણી,
ને શ્યામરંગી કેશાવલિએ
વ્રજ-વારાણસીમાં
વ્યોમ-ગંગાએ કર્યાં અવતરણ.
એનાં પૂજન-અર્ચન કર્યાં
મનોવિહારી રાસ-રમણીએ.
સુલભ-યોગ-ભર્યાં વ્યોમગંગાનાં નીર
પછી ભળ્યાં પ્રીતે
પ્રણય-ભક્તિ-ભીનાં કાલિંદીનીરે.
શું યોગ ભળ્યો ભક્તિમાં ?
પછી પ્રેમ-લક્ષણા ભક્તિએ
ડોલ્યાં સમાધિસ્થ ગોપી-અંગ
મોહનના મધુરા સ્વરે,

" રાસ-પ્રિયાઓ ! પ્રારબ્ધ પુકારે છે કે
સંસારે પૂર્ણ કરી આયુષ્યની અવધ
ચઢો-આવ ગોરીગોરી ! "

અને વાયા સમીર,
ને તરંગ વ્રજ-લલનાઓ
માંડ્યા જળ-છાંટણના ખેલ,
ને ભીંજાયા રાસ-મુરારિ.
પછી વ્રજેશમુખે પ્રસર્યું મલકાણું.
જળ-વિલાસ એમણે માંડ્યા
કરિણી ને હસ્તિનીઓ સંગે—
ગજગામિનીને સંગે જાણે
ગજરાજ કરતા જલક્રીડા !

એ નિહાળીને......
પ્રેમ-પદ્મિની વ્રજરાણી
મનોવેણુમાં વદી,
" આત્માએ આચ્છાદાયેલી સંસાર-જાળ
ગૂંચવે છે માનવ માનવી
લોકને માણવા છે પૂરા

જીવને ભર્યાભર્યા આનંદ
પ્રકૃતિના રંગ-રાગેથી.
પ્રતિગૃહીતા માને છે કે
' દાતા પ્રકૃતિ છે. '
પણ છે એ ભ્રમણાની ભૂલ.
' પ્રતિગૃહીતા છે પ્રકૃતિ '
प्रकृतेः क्रियमाणानि
गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा
कर्ताहमिति मन्यते ॥
ઓ જગત—માનવ !
આસક્ત ન થા...
આસક્ત ન થા ! "
યમુના-તટે ને યમુના-નીરે
વ્રજેંદ્ર-અંગ-સ્પર્શન-પ્યાસિણી
અધરદંશ દેતી'તી
ઉન્મત્ત મદનમદથી,
ને કો'ક કરતી'તી
નેત્રાર્ધમુદ્રા રસાળ.
કો'કના નેત્રાંત ભ્રમર-કટાક્ષે
ભ્રૂકુટિએ ભાંગતા હતા—
શું શોધવા ખોવાયેલને ?
સમીપ હતા વ્રજનાથ,

પણ નદીનાં અંગ આલિંગ્યાં.
શું એ એની ગોપ હતી ?

અને… ..?
ચંદ્ર દોર આપ્યા મજેરી
ગનિ કહેતી'તી તૃતીય પ્રહર
વાતા'તા નીર-ભીના સમીર
શરદ-ભીના યમુનાતરંગે.
" રમ-પ્રિયાઓ ! પણે નિદ્રાઓ ..
રંગીના ઊઘડયા કુમુદ
જગ-કુમુદવત્ છે રજનીએ
ન્યાય ચૈતન્ય-પ્રકૃતિના,
ને દિને છે એહના
જગ-કમળવત્ ન્યાય ! "

પછી . ?
યમુના-તટે ગુંજી રહ્યા
રાધિકાકર્ણું સ્પર્શતા કૃષ્ણવેણુના,
ને ઊઘડયાં પછી
રાધાના ઓષ્ઠ-પોયણાં,
" કનૈયા ! તુજ શબ્દે છે

અર્થનાં અનુપમ માધુર્ય.
तदाविवेकनिम्नं–
कैवल्यप्राग्भावचित्तम् ॥
પિછાણે એને ને
બને જે પરમ–સૌંદર્ય–એકતાર
એના છે જીવન–આનંદ !"

એવે......?
શરચ્ચંદ્રિકાભીની......
નીતરતી નીર–બિંદુડે......
અંગસંયોગે રસીલી...
ભામિની રસ–પ્રિયા એક
રસની લથબથ લહાણ
ઊભી રાધિકાજી કને સરી.
"વૃષભાનદુલારી ! रसो वै सः સંગે
રસ–પ્રદીપ્ત બની વ્રજાંગના
વિચરે છે અત્યાનંદે.
શાં એકલાં ઊભાંશિમાં તમ
વિચારના ઝૂલણે ઝૂલો છો ?"
"સખી ! પ્રેમની પરિભાષા
છે ભણી ? કે અભણી ?"
"વૃષભાનદુલારી ! ભણ્યાં ભૂલે ભીંત,

“ રસેશ્વરી ! મનુ ને શતરૂપા સૃષ્ટિએ
મુજ હતી ચાંદની.
પછી વીત્યા યુગયુગાંતર,
ને આલેખાયા વેદ ચાર.
ઉપનિષદ્ પછી વધ્યું.
आत्मानं वै विज्ञानथ अन्यां वाचं विमुञ्चथ।
આત્માને પિછાણીને તું
તજ સર્વ અન્ય જ્ઞાન.
अपरा विद्या ધરાવતી તું
પામી છે परा विद्या.
શેં રહી છે તો ય અન્યની ? ”

એ ચંદ્ર-વેણુમાં
રાધિકાને ભાસ્યાં પ્રત્યક્ષ,
ને થયાં મનોમંથન :
“ પ્રકૃતિ જીતે પુરુષ.
શા પછી સંસારભાવે
આત્મા-પિછાણણહારને મોહ અંગ-મનના ? ”

અને......?
અજવાસ પ્રકટયા પૂર્વક્ષિતિજે

" રસેશ્વરી ! મનુ ને શતરૂપા સૃષ્ટિએ
મુજ હતી ચાંદની.
પછી વીત્યા યુગયુગાંતર,
ને આલેખાયા વેદ ચાર.
ઉપનિષદ્ પછી વધું.
आत्मानं वै विज्ञानथ अन्यां वाचं विमुञ्चथ।
આત્માને પિછાણીને તું
તજ સર્વ અન્ય જ્ઞાન.
अपरा विद्या ધરાવતી તું
પામી છે परा विद्या.
શું રહી છે તો પ અન્યની ? "

એ રુદ્ર-વેણુનાં
રાધિકાને ભાસ્યા પ્રત્યક્ષ,
ને થયાં મનોમંથન :
" પ્રકૃતિ જીતે પુરુષ.
શા પછી સંસારભાવે
આત્મા-પિછાણુણહારને મોહ અંગ-મનના ? "

અને......?
અજવાસ પ્રકટ્યા પૂર્વક્ષિતિજે

( ૩૬ )

## રાસ–પંચાધ્યાયી

( વન–ક્રીડા )

એ પ્રભાત......
યમુનાને કાંઠે હતું;

આછાઆછા ઉપારાણીના.
યમુનાનાં તજ્યાં નીર
પ્રણય-ભીની રસ-લલનાએ.
અને પછી......
એકેલો આત્મરમણ કરતો
યોગ-યોગેશ્વર હતો.
આત્મારામ : પૈત્યલોકડરમત : ।
વાતા'તા મધુર અનિલ,
ને ઊડતી'તી રાધારાણીની
નવરંગ ઓઢણીની કોર.
પ્રભાતની પ્રસરી પ્રભા,
વાયા ડોલ મદપ્રેલ
આહ્લાદક ધીર સમીર,
ને રાધિકાના ઉર-સરોવરિયે
કુમુદ બીડાયા ને
ખીલ્યાં કમળ રસાળ.
પછી પ્રેમે પ્રાત સ્નાને પધાર તા
યોગ-યોગેશ્વર કૃષ્ણ
લગીર થંભ્યા અચકી,
ને નિહાળી રહ્યા
વૃંદાવનની વનરાઇમાં
ધીરેધીરે અદૃશ્ય થતી
હૃદયમૂર્તિ રાધિકાને.

( ૩૬ )

## રાસ–પંચાધ્યાયી

( વન–ક્રીડા )

એ પ્રભાત……
યમુનાને કાંઠે હતું;

ને તિમિર ગયે પ્રસર્યાં
અરુણનાં પ્રકાશતાં તેજ;
ને રાસપૂર્ણાહુતિએ જલક્રીડાએ ભીંજેલી
નિજ ઘનશ્યામરંગી કેશાવલિએ
ગૂંથતી હતી લક્ષના એક
રાધારંગી ધવલાં મૌક્તિક.

એવે સુણાયો મુરલીસ્વર
યમુનાતીર–ઉપવનેથી,
ને રેલી રમણીઓની ધાર—
શું વનરાઇને રસ-સિંચન
કરવા ?
એ વૃંદાવન કુંજન-ગલિયને
રાધિકાજીના વેણી-શૃંગાર
કરતા'તા ઘનશ્યામ મુરારિ.
રમણાએ ચડયું હતું પ્રભાત,
ને પ્રફુલ્લતી વનરાઇએ
વૃક્ષ-વેલીની ઘેઘટ ઘટાએથી
ભાનુરાજ ખેલતા'તા
દસ્યનાં છાનાં છપૈયાં—
શું નિહાળવા રાધિકાનાં
વેણી-ગુંફન ?

મહેક મહેક મહેક'તા'તા
કુસુમ વિકસ્યા રસાળ
જાઇ, જૂઇ, ને નવલ માલતી
સૌરભની કરતા'તા સ્પર્ધા

પહેલે કર્યાં'તા માયાના આજ
પ્રભાતના મહેલે પાણિગ્રહણ,
એમ રાધા-આત્માના કર્યાં'તા
ઘનશ્યામ મુરારિએ ગ્રહણ

સુગન-આત્મ-પરમાનંદનો
મધુરજનીની પછીનું હતું
શું આ પહેલું પ્રભાત?
" આવો ગાઓ, સખીઓ!
પ્રભાતના માઢ રાગ!"

એ ગયા-વેણુ રે
ઝમકારે ઝાંઝર ઝમક્યાં,
પણ ન ગવાણા રાગ
પછી વદી એક મનકતી
" વ્રજમહારાણી! પૂર્ણચંદ્રની રાત્રિએ

રમાયેલા રાસ પછી
ભાસે છે દિ'એ પણ આજ
અંધકારની છવાતી છાંય !"

એ વેણુલે રાધાજી
ચૂમી મલક્યાં કનૈયામુકુટે,
"સખી ! ચંદ્રની ન હતી રજની,
ને ન હતા ચંદ્રના રાસ.
રાસ રચાવ્યા'તા કૃષ્ણચંદ્રે.
વિશ્વે છે આત્માનાં પ્રાબલ્ય,
વિશ્વનાં નથી આત્માએ.
પ્રકૃતિ આત્માધીન છે !"
ને અટક્યા વેણુલાંના સાંધ્યા
મજના રસ–રાજને દોર,
"રાસપ્રિયાઓ ! અંધકારના ઓળાયાની
ટાળો તમ ભ્રમણા.
સર્વત્ર છે પ્રકાશ
બ્રહ્માંડમાં અનંત ઓજસનો !"

એ વ્રજકુંજે......
વૃક્ષ કહેતું'તું વીંટી વેલીને
કે ' ઓળાયા અંધકારના યે

છે આછાઆછા પ્રકાશ,
સસાગની રગપામર્ગેએ ઢાકયા
આભાસ દેતા જીવાત્માને !
સુલભ છે માયાના સયોગ,
ને દુર્લભ છે એથી યે
મમતાની લાધવી અનાસક્તિ '

અને વાતા'તા...
પવન પ્રથમ પ્રહરના.
પ્રભાત દીપતું'તું હૃદયને.
એવે ઝીની ભાનુ-પ્રકાશ
વદી એક રમણી
" ઓ પ્રકાશ ! અધકાર વીંધી જીવનના
પાહવ આત્મપ્રકાશ ! "

એ પ્રાર્થના સુણી
કૃષ્ણચંદ્રે દીધા ઉત્તર,
' પ્રકાશ પ્રિયા રમણી . !
ત્યાગ વિના નથી
શક્ય ઝીલવા પ્રકાશ
न सिद्धति ब्रह्मशतान्तरेऽपि ।
न प्रजया न धनेन त्यागनैकेन
अमृतत्वमानशु ॥

આદેશ કરે બ્રહ્મા તો ય
વિના ત્યાગ નહિ સિદ્ધિ.
यदि ब्रह्मा स्वयं वदेत् ॥
તથાપિ ન કો' પ્રાપ્ત પ્રકાશ ! "

અને વધતી પળ...
ઝૂલતી'તી વિચાર-સાગરે.
કૃષ્ણ-વાણી-ઘેલી વ્રજાંગના
ને રસીલી રાધારાણી
શોધતી'તી મૂલમંત્રનાં રહસ્ય
સંસારે વસતી તપશ્ચર્યાના.

એ જાણીજાણી
દીધી રાધા વતી વદી
યોગેશ્વર કૃષ્ણે સમસ્યા :
" गृहेषु पञ्चेन्द्रियनिग्रहस्तप. ॥
વ્રજાંગના ! વસો સંસારે
ને પ્રાપ્તો જીવનપ્રકાશ
ગૃહિણીના વીતરાગધર્મે.
*निवृत्तरागस्य गृहं तपोवनम् ॥*
શ્રેષ્ઠ એ છે તપશ્ચર્યા—
વસી સંસારગૃહે
પૂર્ણ પ્રકાશ પ્રાપ્તવાની

તપોવનથી યે શ્રેષ્ઠ સિદ્ધિ
છે ગૃહ-તપોવને.
પણ એ મહામારગડા
જનક વિદેહી શા કો'ક યોગરાજને
પ્રાપ્યા છે સંસારે વસી ! "

અને......?
યોગ-પ્રભાના વાયા સમીર
પ્રફુલ્લાવતા રાધારાણીને.
" સખી ! यद् हरेव विरजेत् तद् हरेव प्रव्रजेत् ॥
મિથ્યાચારની જુગુપ્સાથી
તપોવને વિચરે તપસ્વી,
છે ને એ વેદ-વાકય ?
પણ વસી સંસાર-સાગરે
ઓળંગો તરંગ-વમળ ! "
" વૃષભાનદુલારી ! ઓળંગવાં હશે આપે ! "

આત્માનંદની પ્રસરી પ્રભા,
ને પછી સર્યા રાધિકાજીના વેણ,
" સખી ! ઓળંગ્યાં એ કનૈયા-સયોગે
જે દિ'ના સાધ્યા એકતાર.
છે મુને સદા ય ત્યાજ્ય
પ્રાપ્તિ સ્વર્ગ-નરકની.

(૩૭)

## અજગરેથી નંદરાયમુક્તિ
## ને
## શંખચૂડ–વધ

એ હતું અંબિકાવન...
વનલીલાએ બન્યું ઉત્કર્ષક
રમણાએ ચડયું'તું આજ.
દેવયાત્રા–દિ'નો હતો ઉત્સવ,
ને સરસ્વતી–સરિતાને તીર
સ્નાન કરતા'તા વ્રજ–ગોપાળ.

એવે સૃષ્ટિ–સૌંદર્યનાં
સંગાથે દર્શન–સ્પર્શન કરતાં
ચોંકયાં રાધિકાજી,
ને વ્રજરાજન યોગેશ્વર કૃષ્ણને
પછી સુણાયા શબ્દ–સ્વર,
" પધારો, વ્રજરાજન...!
યાચે છે યુગ દ્વાપર
હજુ યે દુષ્ટનાં હનન. "
" પ્રિયે ! કોનો સાદ હશે ? "
અગમ ને નિગમ જાણણહાર

પ્રાર્થતો પૂર્ણભાવે એ,
" અચ્યુત ! શાપિત વિદ્યાધર હું.
રૂપગર્વે દુભાવ્યા મેં
અંગીરસ કુળદીપ કદરૂપ ઋષિવર
હાંસી કરીકરીને.
એના પ્રત્યાઘાતરૂપે એમણે
યોગપ્રાબલ્યે બાંધ્યો
અજગરદેહરૂપે મુને.
પણ અનુગ્રહે પછી
કાળની બાંધી ઘટિકા
ને બાંધી અવધ,
કે આપના ચરણસ્પર્શે
પુનઃ પ્રાપ્તું મુજ માનવ-દેહ ! "
" અસ્તુ ! " એ કૃષ્ણવેણુને
પ્રણમીપ્રણમીને
સુદર્શન વિદ્યાધરે
લીધા સ્વર્ગ-મારગડા,
ને ગાયાં ગુણગાન પછી
સમગ્ર વ્રજે નંદનંદનનાં.

એ ઉત્સવ પુનરાવર્તને
ચડયો હતો રમ્ય રમણાએ.
રાધિકાજી ને રાધા-રમણ

પછી એના આર્ત્તનાદ...
સુણી ધાયા કૃષ્ણ–બળરામ
અભય-વેણલાં દેતાદેતા.
પછી ખેલાણા પકડં-દા'
ને ભયગ્રસ્ત યક્ષે
લલનાનાં છોડયાં લાવણ્ય,
કાળ ને મૃત્યુ-ઘંટારવનાં
પ્રાબલ્ય પ્રત્યક્ષ પેખી.
પછી બળરામજી......
શંખચૂડની ચૂડેથી વછૂટેલીનાં
રહ્યા કરતા રખવાળાં,
ને કૃષ્ણે લીધી યક્ષની ભાળ.
સમીપ, દૂર ને સાવ પાસે
જઇ પૂગ્યા મધુસૂદન
પછી મુષ્ટિકાપ્રહારે હણ્યો શંખચૂડને
વાસનાની બાંધી ચૂડેથી ઉગારી,
ને લીધો મસ્તકે સોહતો
રંગસોહામણો મણિ.

પછી......?
કંપતી એ કોમળાંગનાઓ
વિરમી ભયના કંપેથી,
ને હર્ષે કનૈયા-દર્શને પછી

(૩૮)

## યુગલગીત

વનમાં ચરંતી'તી ધેનુ,
ને તરુલતા-છાંયડીએ

બેઠા'તા કૃષ્ણમુરારિ.
સોહાવ્યો' તો ધરતીપરે
મુકુટ શિરેથી ઉતારી,
ને ઊડતાં'તાં શ્યામ ઝુલ્ફાં
ધીરાંધીરાં વાતા પવને.
કાને કુંડળ લહેરતાં'તાં,
ને ઊડતી'તી પીળા પીતાંબરની કોર.
એક મયૂરરાજ કલાધારી
કરતો'તો થનગન નૃત્ય
ડેલારાણીને નિહાળીનિહાળી—
શું નટવર નંદકિશોરને
નૃત્યના સમજાવવા અર્થ ?

એવે ભ્રુકુટિ ભાંગતી નૃત્યે
પધારી રાધારાણી ને વદી
કૃષ્ણજીનાં નિહાળી સૌ દર્પ,
" કનૈયા ! વ્રજ ઘેલું કીધું
રાસ અખંડ રચાવીને,
પણે સુણાય છે યુગલગીત.
નિહાળશું એ સ્વર–સિતારીના
બજતા યુગલ–તાર ? "
" રાધજુ ! પધાર, રસેશ્વરી !

રસશાસ્ત્રે નથી વર્ણિત
છાનાં પ્રણુય-હૈયાં-નિરીક્ષણ ! "

અને વનની છાંયડીએ
ભ્રુકુટિ ભાંગતી'તી ને કટિએ લચકતી'તી
મદભર યુગલ-યૌવનાંગના.
પછી સુણાયો એમનો
વૃક્ષનાં પૃથક્કરણ કરતો વાર્તાલાપ.
" સખી ! વૃક્ષ એટલે ? "
" બહેની ! भावैरंकुरितं महीमृगदृशा-
माकल्यमास्तिं चितम् ।
प्रेम्णा कंदलितम् मनोरथमयैः
शाखाशतैः संभृतम् ॥
એવા કૃષ્ણજી છે ! "
અને દઈ તાળી એ હસી વદી,
" સખી ! જો પેલી ડાળ
લૂમે ને ઝૂમે છે રસાળ ! "
" બહેની ! भावैरंकुरितम् ।
અંકુરિત પ્રેમભાવે
છે એનાં રતિ-હલન
માન મુકાવતાં સ્વર્ગનારીનાં ! "

એ વેણલે આનંદી

એકે પ્રશ્ન્યા દશ દિક્પાળ
કે 'સ્વર્ગ શ્રેષ્ઠ કે વ્રજ ?'
પરોક્ષ એ પ્રશ્નતી પછી
વદી પ્રત્યક્ષ નિજ સખીને,
"સખી ! સ્વર્ગ શ્રેષ્ઠ કે વ્રજ ?"
"બહેની ! આપણ નારી-હૃદય
પ્રેમની ભૂમિકા કહાવીએ,
ને વસીએ છીએ વ્રજે
ભજતાં શૃંગાર-કલ્પદ્રુમ સમા કૃષ્ણ.
શા ખપ વળી સ્વર્ગના
આપણને ?"

અને વાયા સમીર......
મંદમંદ પ્રેમ-સૌરભ
ઝીલનારી ડોલી ડોલને
ભાખતી રસ-ઇતિહાસ.
"સખી ! મહીમૃગદ્દૃશામાકલ્યમાસિંચિનમ્ !
ગોપીકાએ સીંચીસીંચી રસ
બાળવયથી કિશોરવયે લહેરાવ્યો
શૃંગાર-કલ્પદ્રુમ સમો ગોપીજનવલ્લભ !"

એ કટાક્ષ-વેણુમાં
ઝીલ્યાં શાણી સહિયરે,

પછી સેરવ્યાં એણે વેણુ,
" બહેની ! વ્રજકિશોરે રોપ્યાં કંદમ્બ
સર્વ વ્રજનાર-ઉર-ફૂલવાડીએ.
प्रेम्णा कन्दलितम् ।
પ્રેમથી થઇ એના કંદની ઉત્પત્તિ,
ને પછી પ્રફુલ્લ્યાં વૃક્ષ
વિસ્મૃતિ થઇ અન્ય વૃક્ષની,
ને પછી એ વૃક્ષ
मनोरथमयै : शाखाशतै : संभृतम् ।
મનોરથમય સેંકડો શાખાએ
શોભી ઊઠ્યું રમણને કાજ,
ને ખેલ્યા પછી રસ-ખેલ
ક્રીડામણિ रसो यै सः કહાન ! "

એ વેણુને અટકીને
બેઉ ગોપી-યુગલ લઇ ફૂલ
ગૂથવા વેણી ને માળ.
રસ-યુગલ રાધા ને રમણનું
એ નિહાળતું હતું.
એ નવવયસ્કાના કર
ફૂલડાંની કોમળતાથી યે
હતા અદકેરા કોમળ.

કહેશો, શેં મહાયે એનાથી
ફૂલડાં ?
યુગલ-ગોપીની યુગલ-આંખડલી
અસ્થિર હતી ફૂલ-ગુંથને.
યુગલ-ગીત ગાવાંતાં સંગાથે;
પણ યુગલ-પોયણાં શા ઓષ્ઠે
કૃષ્ણપ્રેમની હતી મ્રુજરી.

એ નિહાળીને......
રાધા-રમણે ભર્યાં ડગ.
" પ્રિયા ! હું જીત્યો રસદેશ ! "
" રમણ ! તેં ભર્યો રસદેશ ! "

રાધાનાં નેણુલે પરોવ્યાં
કૃષ્ણે દશ્ય રસાળાં,
ને મહીં નિહાળ્યા શ્યામરંગી
કીકીએ નટવરના નાચ !
પણ શું નહોતાં વિરાજ્યાં રાધિકાજી મહીં ?
અને નયનાંની કાળી કીકીમાં
હતા કાળુડા કહાનજી,
ને કીકીમાં તેજસ-બિંદુ શાં
વિરાજ્યાં હતાં ગોરી રાધા.
શું બ્રહ્માંડની કીકીએ જાણે
માયા વિરાજી હશે !

( ૩૯ )

## અરિષ્ટાસુર–વધ

યમુનાનાં નીનવર્ણાં તીરે
ચરતુ'તુ વ્રજધેનુ-ધણ,
ને ગોપીગોપ રસ-વ્રજદેશના
લેતા'તા વાતડલીના લહાણા...
એવે મચી ધૂમ ધમાધમ !
નાઠી ચરંતી ધેનુ,
ને ઊડયા રજના વ ટોળ.
ગોપી–ગોવાળના ધમકયા હૈયા
નિહાળી વૃષભ મહામસ્ત,
ઢીક દઈ ઉડાડતો ધેનુ,
પુચ્છે ઝપટાવતો વાછરડા,
પાદેપાદે દેતો લાત,
ને મચાવતો હાહાકાર !

એ નિહાળીને ..
વ્રજ–આત્મા કૃષ્ણરાજને

હાક દીધી છાતી ઠોકી,
ને આવ્યો બળિયો
બળિયા સંગે બીડ્યા બાથ.
ઠીક અરિષ્ટાસુર વૃષભની
બાહુબળે ખાળી ગોપાલે,
ને હટાવ્યો પગલાં અઢાર.
પછી બીજો હલ્લો ખાળી
કૃષ્ણે ઢાળ્યો ધરતીએ એ વૃષભ,
ને શિંગ મસ્તકેથી ખેંચી
પ્રાણરહિત કર્યો મારીમારી એને.

અને.........?
આનંદવધાઈ વાજે રેતી.
પણ મચ્યો હાહાકાર
દૂર.......દૂરથી નિહાળતા
કંસના અનુચરોને હૈયે,
ને અનુચર કેશી દૈત્યે પછી
કૃષ્ણ હણવાની બીડી હામ.
એણે સજ્યા ઘોડેસવારના સ્વાંગ,
ને ઘોડાડાબલે ધણધણાવતો ધરતી
ને કરતો મેઘ શા હણહણાટ
એ ધાયો વ્રજભૂમિએ ક્રોધે.
એવો નિહાળી એણે

મધુરી મૂરત મુરારિની—
નિજ કાર્યની નેમના
મરક મરક મરકીને
કરતી હોય જાણે પરિહાસ !

એ નિહાળીને…
કેશી દૈત્યનો ક્રોધ
પ્રજ્વળ્યો દ્વિગુણિત,
ને લક્ષ સાધી એણે
પૂંઠેથી ફેંકી લાત. .
પણ શું લાગે પરમજ્ઞાનીને
ઇન્દ્રિયજ્ઞાનીની ઝપટ ?

અને…… ?
હણાયો હણવા આવનાર.
ગોવાળિયા નાચ્યા હરખીહરખી,
ને ગાયાં ગોપીઓએ ગીત,
ને મંડાણો ઉત્સવ જાણે.

પછી એ ઉત્સવમાં
છાનો પ્રવેશ્યો ગોવાળરૂપે
મયદાનવસુત વ્યોમાસુર બીજો.
એણે હર્યા એકએક કરી

વ્રજના ગોવાળ અનેક,
ને પૂર્યાં ગિરિ-ગુફાએ
પ્રચંડ શિલાનાં દઈને દ્વાર.
એની જાણુ......
પછી થઈ......
મધુસૂદનને......

અને......!
ગોકુલેશ-દૈત્ય-વધ-ઈતિહાસે
નામાવલિ લંબાઈ એકથી,
ને ગુફાએથી કીધા મુક્ત
ગોપાળે ગોકુળ-ગોવાળને.
હતું એ ગોધૂલિટાણું.
આનંદ-મંગળે નેસડે સંચરતાં'તાં
ધેનુસંગાથે ગોપી ને ગોવાળ.
એવે ગોપાળને મળ્યાં
કૃષ્ણ-પ્રિયા આરાધિકા રાધિકાજી.
" કનૈયા ! મૃદુની વાટડલી લેજે આજ
રજનીના મોડા પ્રહરે.
પુકારે છે વૃંદાવન-વનરાઈ
ચરણ-સ્પર્શન ગોકુલેશનાં ! "
" પ્રિયે ! પધાર સંગાથે આજ.
તું એ બાંધું જૂથે હીંચો,

ને ઝુનાવુ વૃષભ નદુલાગીને.
ચંદ્રમાને યે સાલ્યા છે
રામ–ચાદની પડીના વિયોગ
ભલે ચૂમે એ, ઉદય પામીને
વીધી પત્નનની છાય,
રાધિકાના પાલવડાને
કોણ જાણે, કેવી પડશે
ઊગતા પ્રભાતની કાલ !"

એ કૃષ્ણવેણુએ
મચ્ક મનકી રાધિકા.
' ગોકુલેશ ' કાલ પડયે સંચરશો
તમ મથુરાનગરે.
નિહાળો પેલી સંધ્યા !"

અને દાખવી પશ્ચિમે સંધ્યા
વેણુના ફરી સાધ્યા દોર
મલકામણે રાધિકાજીએ
" ગોકુલેશ ! પુકારે છે દ્વાપરની સંધ્યા
કે આર્યાવર્તના કાળ–ગમનના
કૃષ્ણ બને સારથિ,
ને ભારતનુ બનાવે મહાભારત !"
" પ્રિયે ! કેવાં'ક હજી ભાખવા છે

અગમનાં ભાવિ ?"
" ગોકુલેશ ! ભાવિ ભાખી દીધાં છે
કેદિ'ના મેં;
પણ આજ આવી છું ઉમંગે,
ને લાવી છું તુલસીની માળ.
અર્પું ને……?"
" અર્પનારા પ્રભુતા હશે ?"

અને અર્પી તુલસીની માળ
કૃષ્ણ-કંઠે રાણી રાધાએ.
" કનૈયા ! હું યે મથુરાગમનટાણે
કાલ મળીશ યમુનાને તીરે.
પછી કરીશું કાલિંદીએ
સંગાથીના સોહામણા સ્નાન
પછી આરાધિકા તારી તુજ
લીન થઇ જશે આ તુલસીની માળાએ ! "

એ રાધિકા-વેણુએ
ગુંજી રહ્યા અનંતના નાદ,
ને પછી પૂર્વે પ્રકાશ્યો
ચંદ્રમા ધીરેધીરે-
ચાંદનીના વેરીને ફૂલડાં
શું આશિષતો રાધા-કૃષ્ણ યુગલને ?

## ( ૪૦ )

## અક્રૂર–આગમન

શું મથુરા ગોકુળને આમંત્રવા
પધાર્યું હતું ?

રથ અક્રૂરજીનો......
પ્રયાણ કરતો'તો ગોકુળદીમગો,
ને વહંતા તરંગ કાલિંદીના નિહાળી
તરંગે ચડયું અક્રૂર-મનડું.
કંસરાજન–પાઠવ્યો એ
સંચરતો'તો ગોકુળગામડે
મથુરા આણવા કૃષ્ણ-બળરામ.
" શાં હશે એવાં કૃષ્ણ-પ્રાબલ્ય ? "
એ અક્રૂર–મનોમંથને
વાચ્યા મધુસૂદનના ઇતિહાસ
આલેખ્યેલા વ્રજભૂમિએ,
ને ડોલ્યું ભક્તિ-વત્સલ હૈયું.
બ્રહ્માંડ ભાળ્યું કનૈયામાં,
ને ગોકુળના ગરવા પ્રકાશે
ઊતર્યાં મથુરાની માયાનાં પડળ.

એ કંસ–અનુચર
મથુરાથી પધારતા અક્રૂરજીને
રમા–ગોકુળ, રમા–વૃંદાવન,

રમા-વ્રજ પરમાનંદમય ભાર્યું;
ને ભૂલાયા પછી સંસારે
અક્રૂરજીને પુરુષભાવ—
શું ગોકુલેશના રસ-દર્શને ?
શું અક્રૂરજીએ આજ પિછાણ્યો
આર્યાવર્તનો ઊગ્યો ભાનુ ?
પછી સ્નેહ-વિહ્વળ-ભક્તિ-વાત્સલ્ય
અક્રૂરજીનાં દળ્યાં નેત્રે,
વહ્યા હર્ષના અશ્રુ,
ને ઉત્કંઠાએ બધાંધ્યા અંગે
ભર્યાભર્યા રોમાંચના ભાવ

એ હતા કંસરાજન-અનુચરના
પરિવર્તતા કૃષ્ણભક્તિ-ભાવ.
એમણે રથથી ઊતરી
દંડવત્ વંદન કર્યા નંદદુલારાને.

અને સત્કાર્યા અક્રૂરજીને
કૃષ્ણ-બળરામ બ્રાતે પ્રેમે,
ને પધરાવી નંદ-નેસડે
કર્યાં પૂજન-અર્ચન
મધુપર્ક ને અર્ધ્યપાદ્યાદિથી,
અને......!
મિલન થયાં નંદ-અક્રૂરનાં.

પછી નંદજીએ પૂછી ભાળ.
" અક્રૂરજી ! આપ અતિથિને છે
સત્કાર સારા યે ગોકુળના ! "
" નંદજી ! આપ મહાનુભાવના અનુગ્રહે ! "

પછી વીતી પળ,
ને ફરી વદ્યા અક્રૂરજી
સ્વસ્થતા પામી આતિથ્ય–માનેથી,
" નંદરાજન ! આવ્યો છું હું
કંસરાજને પાઠવ્યો
ધનુર્યાગે આમંત્રવા......
કૃષ્ણસહ બળરામ ભ્રાતને ! "
" શાશા છે મર્મ આમંત્રણે ? "
એ નંદજીના શંકાયુક્ત પ્રશ્નનો
દીધો અક્રૂરજીએ પ્રત્યુત્તર.
" નંદરાજ ! નારદજી પધાર્યા મથુરા,
ને આપના કનૈયાકુમારના
કહ્યા છુપાવ્યા ઇતિહાસ
કે ' છે એ વસુદેવજાયા '
નંદરાજન ! લોકવાયકાના મર્મ
કો' દિ' જ પડે ખોટા.
અરીસો છે લોકસમૂહ.
અવશ્ય ઝીલે એ પ્રતિબિંબ ! "

એ અક્રૂરવેણુલે

અશ્રુધારા અખંડ વહી
નંદજીના વૃદ્ધ નેણે
પછી આમંત્ર્યાં યશોદારાણી એમણે,
ને દંપતી બન્યાં શોકનિમગ્ન.
હૈયાં એમનાં વાત્સલ્યભરપૂર
ખિન્ન બન્યાં'તાં આ સમાચારે.
એવે પધાર્યા કૃષ્ણકુમાર
" માતાજી ! ભલે સત્ય હોય
કથા અક્રૂરજીની.
માત દેવકીએ સેવ્યો મુજ દેહ
નવનવ માસનો ગર્ભે કારાગૃહે;
પણ આપે સેવ્યો છે
સંસારના ગર્ભે મુને
લાડ લડાવી બાળપણાના.
આજ કિશોરવયે, કહેશો,
શેં ભૂલીશ એ ? માતાજી ! "

અને વાયા હવા-ગિરિએથી
વાત્સલ્યભાવભર્યા સમીર.
" માતાજી ! ભાખું છું આજ કે
અમર રહેશે આર્યાવર્ત-ઇતિહાસે
કનૈયો જશોદામાતનો બાળ
અને લાલ નંદરાયજીનો ! "

## ( ૪૧ )

## ગોપી–વિરહ

અને પ્રસરી સારા યે ગોકુલમા
વાયુવેગે વાત કે

' આગમન થાય છે અક્રૂરજીનાં
ગોકુલેશને મથુરા પધારાવવાનાં. '

એ સુણી ગોપીહૈયે
ઉદાસીનતા પ્રસરી અમોઘ,
ને હૈયાના નિઃશ્વાસમય સંતાપે
અમાવાસ્યા વદનચંદ્રે પ્રસરી.
કો'ક લલનાનાં કર-કંકણ
ને બાંધ્યા બાજુબંધ ને કડાં
ક્ષીણ થયાં, હસ્તેથી સર્યાં.
પછી મૂર્છા પામી વિચારતી
કૃષ્ણદર્શનની અભિલાષિણી કે
' કાલ યમુના—પનઘટે
નેણમાં કોને નિરખી ઠરશે ! '

અને......'
ગોકુળ—ગામને ગોંદરે
લાગી ગાડાંની હાર,
વળાવિયા થવા ગોકુલેશના.
ગોવાળિયા મહી-માખણ લઈને
શું મથુરાનગરે પધારતા
ધનુર્યાગ નિહાળવા !

પછી ગોકુલેશ......
પ્રણમ્યા નંદરાણીને,
ને માતાએ દીધી આશિષ.
" બેટા ! ખોળે ખૂંદો તું,
ને લીધાં બાળપણાનાં લહાણાં.
ઉજાળજે, બેટા ! મુજ નામ ! "
પછી માતા યશોદાએ......
અક્ષત–કંકુના કરી ચાંદલા
ઓવારણાં લીધાં કહાનકુંવરનાં.
પછી આશિષ્યા બળરામજીને.

અને ઘૂઘરીઓ ધમકી...
ને ખમખમ હાલ્યો રથ.
પણ કાપી ટૂંકી મજલ,
એવે સારથિ અક્રૂરજીએ નિહાળી
આડી સો દર્દ–સરિતા,
ને થંભાવ્યો વિસ્મિતતાએ રથ
" સારથિજી ! નામ છે આપનું અક્રૂર,
પણ વર્તને ભાસો છો ક્રૂર !
વિધાતા ભૂલી સત્ય ?
કે અવળા થયા નક્ષત્ર–ગ્રહ ?
કે ભૂલ્યા રાશી ગણનાએ
આપના વિદ્વાન પુરોહિતજી ? "

" સૌંદર્યભરી વ્રજગોપી ! ભૂલશાં છે કંસનાં ભાવિ
કે ગોકુળેથી પાઠવ્યા ગિરિધારી ! "
" શું ગોવર્ધન તોળવા......? "
" વ્રજગોપી ! ગોવર્ધન ગોકુળે તોળ્યો
ખાળવા દ્વાદશ મેઘ;
પણ મથુરાએ ખાળવાના છે
અસત્યના બારબાર મેઘ
સત્યનો તોળી ગોવર્ધન. "

એ વેણુલે......
માહિમાંહે વાંચ્યા મર્મ
ઝંકારતી વિરહિણી આહિરીઓ,
ને સાધ્યા કૃષ્ણ-મુખચંદ્ર-એકતાર.
" નંદકિશોર ! વૃંદાવને થયું સ્વપ્ન
કે ' પ્રેમાવતાર પધાર્યા ',
ને પ્રૌઢવયે લેરડાવ્યા લહાણા
ખૂંદી ખોળો યશોદામાતાનો.
બાળલીલાએ ખાધાં ને ખવાડયા
મહી-માખણના ભર્યાભર્યા હાશ.
પછી કિશોરલીલાએ લેરડાવ્યા
છટ માસના અખંડ રાસ.
રાસ પાર્થિવ હતા કે
અપાર્થિવ ? "

" શાશ્વત ! " એ હતો ઉત્તર
મોંના મલકામણાએ સરતો.
પછી સૌંદર્ય-સરિતાએથી પધારી
એક લેવા સૌંદર્યના તાગ.
" મોહનવર ! ' શાશ્વત '...' શાશ્વત '...કહી
ભોળાને ભ્રમે ભરમાવે છે તું.
તુજ પ્રેમે પરહરી અમે
લાખેણી લોકમરજાદ
પરમપદ પામવાને પ્રીતે
ને પદ મળે છે ત્યજાયેલીના આજ.
ભલો અનતર્યો તું
અનનીએ ઓછા કરવા ભાર ! "

એ વેણુએ......
સ્તબ્ધ થયા અક્રૂરજી ને
રથ-નાડલા યે થભ્યા સ્થિર
જાણે શિલામયી પ્રતિમા શા.

એવે રથે વિરાજ્યા
ને વદ્યા કૃષ્ણ-મુરારિ,
" ગોપાંગના ! પરસ્પરાશ્રિત જીવન
એટલે જ સંસાર !
પ્રેમીના બાધના બંધન,

નથી એ પ્રમદાની સિદ્ધિ;
પણ છે એ......
દાસ્યના ક્લેશમય મોહ.
એ છે દેહના આકર્ષણની આસક્તિ.
હૃદયના શુદ્ધ પ્રેમીઓને
શી વાંચ્છના હોય દેહ-સામીપ્યની ?
ભલે યોજનયોજન દૂર,
પણ વિશુદ્ધ પ્રેમ-સંયોગ
અવિચળ અવલંબે હૈયે !"

અને......!
પ્રેમની પૂર્ણ ભાવનાનો
ઊગ્યો જાણે અનરત-ભાનુ,
સંહારતો દેહના આકર્ષણની રાત્રિને
આચ્છાદી શ્યામ છાય
ને રેલતો પ્રેમ-સત્ય-દિનો પ્રકાશ.
" અ...હા ! આશ્ચર્ય...!"

સૌંદર્ય-સરિતાએ...
અક્રૂરજીએ નિહાળ્યા......
તરંગે સત્ય-પ્રેમના......
સોહંતાં'તાં વદનચંદ્રે
નિર્મળ પ્રેમનાં ઓજસ !

એ હતાં નંદરાણીનાં પુત્રવધૂ,
અંગ, મન ને આત્માએ વરેલાં
મોહનવર...સુંદર શ્યામને.
" સજની વૃંદાવનની રાણી...!
રાસ-મંડળે સાધી નિર્વિકલ્પ સમાધિ,
પણ ભાસ છે વ્યુત્થાન-દશાએ.
આનંદો...આનંદો...ઓ સખીમંડળ !
વિધાત્રીભાખ્યા જીવનકાળે
પ્રેમલક્ષણાએ ભજી ગોપાળ,
સમર્પી કાર્ય, શબ્દ ને વિચાર.
ઓ ગોપી ! ભલે વિચરે કૃષ્ણ
ગોકુળ તજીને મથુરા
ને ઉગારે આર્યાવર્ત.

*यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।*
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

ભલે ભાખે ' ગીતા ' ભારતે,
ને મહાભારતે સુણાવે કર્મના સાદ;
પણ શ્રેષ્ઠતાએ સંભારશે
અનેક યુગ વીતશે તો ય
ભારત ગોકુળના કનૈયાને
ને ગોપીની પ્રેમલક્ષણા ભક્તિને.

જ્ઞાનયોગ ને રાજયોગ પ્રકારેથી
ભક્તિ છે સંસારે અવિચળ."

એ રાધિકાજી–વેણુલા
સમસ્યા દેતા'તાં બ્રહ્માંડ–પ્રેમની
કે ' ઘૂમે છે અનંત વિશ્વ...! '
ને એમ ઘૂમ્યા ને ફર્યાં
પછી રથના ઉભય ચક્ર,
ને ધમકી ધમ્મર ઘૂઘરી
ઘોટલાની ઘૂઘરમાળાને તાલે.
નંદરાણીએ દૂરથી ભાળી
ફરી લીધાં કુંવરકનૈયાનાં
હૈયે આશિષી ઓવારણાં,
ને વૃંદાવનની વનરાઇની વૃક્ષવેલડી
લળી નમીનમીને,
વેરીને આશિષ–ફૂલડાં
પછી શિંગ ઢાળી ગાવડી પ્રણમી,
ને મથુરામારગડે હાંકતા રથ
અક્રૂરજીએ યમુનાતીરે નિહાળ્યા
સૂનાસૂના ગોપી–ઘાટ.
" શું...! " અક્રૂરજીની ભમણા
ક્ષણિકની ગુંજી રહી
રથની રણકતી ઘૂઘરમાળે !

ભાનુરાજ યે વર્ષાવતા'તા
સૂર્યભાગેથી ચૂંટીચૂંટી
લાલવર્ણાં તેજ-ફૂલડાં.

એને ઝીલતી બિરાજી'તી
રાધારાણી યમુનાતીરે.

મથુરાની રોકીને વાટ
દૂરદૂર ઊડતી'તી ડમરી—
શું ગોકુલેશના મથુરા સંચરતા રથની ?

મધ્યાહ્નની નિરાળી હતી શાંતિ
વંજી ગયા'તાં ઝાડ-પાન,
ને પોઢ્યાં હતા માળામાં
પંખી પંખિણી સંગે.
પણ જાગત્......
આંખે નિહાળતાં......
વાદળાંએ આલેખ્યા અક્ષર
કે 'ગોકુળ તજે છે ગિરિધારી !'
કાલિંદીનાં વહેતાં'તાં નીર
કાંઠાનાની તરુલતાઝાંખડીએ પંખી.

દૂરથી ભાસી સમીપ આવતી.
પછી પેખ્યા હણહણતા ઘોડલા,
ને દીઠો રથનો સારથિ.
" સારથિજી ! થંભાવો રથ ! "
ધમધમતી ઘુઘરમાળ વીંધી
અક્રૂરજીને સુણાયો રણકાર
પ્રેમની બજતી ઝાલરનો,
ને જાગ્યા જાણે
રથ–મંદિરે બિરાજ્યા ભગવાન.
પછી સારથિ અક્રૂરજીએ થંભાવ્યો
મથુરામારગડે ધપતો રથ.
" કોણ પૂજારણ આપ...? "
" અક્રૂરજી ! બ્રહ્માંડના મંદિરિયે
માયા સદેહ થઇને આજ
આવી છે બ્રહ્મને પૂજવા ! "

અને વાયા વિશ્વે
સમીર મહામાયાના.
સ્તબ્ધ થયા અક્રૂરજી નિહાળી
પ્રકૃતિની ઊડંતી ઓઢણીની કોર,
પરમ પુરુષે જે ઝાલી પછી
ઊતરી સંસારના રથેથી.
" પ્રિયા ! શાશા છે મર્મ

ભાનુરાજ યે વર્ષાવતા'તા
સૂર્યબાણોથી ચૂંટીચૂંટી
લાવણ્યવર્ણાં તેજ–ફૂવડા.

એને ઝીલતી બિરાજી'તી
રાધારાણી યમુનાતીરે.

મથુરાની રોકીને વાટ
દૂરદૂર ઊડતી'તી ડમરી—
શું ગોકુળેશના મથુરા સંચરતા રથની !

મધ્યાહ્નની નિરાળી હતી શાંતિ.
થંભી ગયાં'તા ઝાડ–પાન,
ને પોઢયા હતા માળામાં
પંખી પંખિણી સંગે
પશુ જાગત્ .
આંખે નિહાળતા ...
વાદળાંએ આલેખ્યા અક્ષર
કે 'ગોકુળ તજે છે ગિરિધારી !'
કાલિંદીના વહેતા'તા નીર
કાંઠડાની તરુવનાવળીએ થકી

એવે ઊડતી મારગની ડમરી

દૂરથી મારી સમીપ આવતી.
પછી પેખ્યા હણહણતા ઘોડલા,
ને દીઠો રથનો સારથિ.
" સારથિજી ! થંભાવો રથ ! "
ધમધમતી ઘુઘરમાળ વીંધી
અક્રૂરજીને સંભળાયો રણકાર
પ્રેમની બજતી ઝાલરનો,
ને જાગ્યા જાણે
રથ-મંદિરે બિરાજ્યા ભગવાન.
પછી સારથિ અક્રૂરજીએ થંભાવ્યો
મથુરામારગડે ધપતો રથ.
" કોણ પૂજારણ આપ...? "
" અક્રૂરજી ! ઘટમાંના મંદિરિયે
મારા સદેહ થઈને આજ
આવી છે પ્રભુને પૂજવા ! "

અને વાયા વિશ્વે
સમીર મલામાધાના.
સ્તબ્ધ થયા અક્રૂરજી નિહાળી
પ્રકૃતિની ઊડતી ઓઢણીની કોર,
પરમ પુરુષે જે ઝાલી પછી
ઊતરી સંસારના રથેથી.
" પ્રિયા ! શાશા છે મર્મ

અમ મારગડા આમ રોકવાના ? "
" પ્રાણેશ ! ભૂલ્યા ભાસો છો
રમા-વૈકુંઠની રમણા.
પરબ્રહ્મની સચ્ચિત ગતિએ
અવતરી સંસારે આજ ! "

અને . . ?
પરબ્રહ્મ-એકતાર અવતારીએ
રમર્યા ક્ષીરસાગર.
ને રમા-વૈકુંઠના વાસ
શેષ-શય્યા, ને વાતા પરમાનંદસમીર
સચ્ચિદાનંદ-તરંગે.

અને મતકયા ..
રમા-વૈકુંઠ-અવતારી અવનીએ
રાધિકાજીના સાધ્યા દગ્યાળે,
ને વળી પ્રેમ સરિતા ભાસી
અક્રૂરજીને કાલિંદીએ ભળતી
એમણે લીધી પછી
બળરામજીની આજ્ઞા,
ને પ્રાગ્ભીમણમાં કૃષ્ણને
યમુનાના વારંવાર સ્નાન
ગોકુલેશના ભક્તિભાવે,

કે રાધિકાજી સંગે કૃષ્ણ
પ્રીતે એકલા કરે સંવાદ.

અને......!
યમુનાનાં વહંતાં નીરે
અરજીએ દીધી ડૂબકી
વેદમંત્રોના-જપતાં જાપઃ
आपो ज्योतिरसोऽमृतम् ॥

એવે અક્રૂરજીને આશ્ચર્ય...
કાલિંદીના નીર-તરંગે
ભાસ્યા ક્ષીરસાગર-તરંગ.
એ હતી શેષ-શય્યા.
પોઢયા'તા ઉપર લક્ષ્મીકાંત,
ને શેષશય્યાશાયી-ધારિણી
વીંઝણો ઢોળી પોઢાડતાં'તાં કંથ.
" સ્વપ્ન કે સત્ય...? "
એ આશ્ચર્ય-વેણુએ અક્રૂરજીએ
નેણુમાં ખેંચ્યાં યમુના-તટે.
શું ફરી આશ્ચર્યની ઓળંગાઇ અવધ ?

બ્રહ્માંડના જગતે વાતા'તા

મહામાયાના મોહક સમીર,
ને ઊડતી રાધિકાઓઢણી
ઝાલી'તી ગિરિધરવાલે

એ વૃંદાવનની ભૂમિએ
પ્રતીતિ થઇ અક્રૂરજીને
રમા–વૈકુંઠના ભાવેભાવે,
ને રાધિકાજી ભાસ્યા લક્ષ્મીરાણી શાં
આનંદસ્વરૂપ વૈકુંઠનાથ સંગે

પછી ભાવથી પરવારી ત્વરાએ
પ્રેમયુગલને ચરણે નમ્યા
ભક્તિનમ્રને સાત્વત શ્રી અક્રૂરજી.
नतोऽस्म्यहं त्वाखिलहेतुहेतुम्
नारायणं पुरुषमाद्यमव्ययम् ।
यन्नाभिजातादरविन्दकोशाद्
ब्रह्माविरासीद्यत एष लोकः ॥

એ પ્રાર્થના સુણી
આશિષ વરદ વદ્યા
શું પ્રેમે વૈકુંઠરાણી ?
" सर्वेऽत्र सुखिनः सन्तु ।
सर्वे सन्तु निरामयाः ॥

આશિષો પામી, અક્રૂરજી !
સાધજો જગતકલ્યાણ......! "

અધૂરાં પરમપ્રકૃતિનાં વેણુલાં
પૂરાં કર્યાં પરમપુરુષે પછી.
" અક્રૂરજી ! માનવ-જીવનની છે સિદ્ધિ
દેહતાદાત્મ્યે–અધ્યાસના લયમાં.
કર્મયોગે તરો સંસાર.
સંસારથી છેટે નથી પ્રભુતાર ! "

અકલ્પ્ય કલ્પનાએ......
ડોલ્યા કૃષ્ણભક્ત......
સાંધતા અસ્થિર નેણલાંના દોર
કૃષ્ણવદને ને રાધિકાવદને.

એવે......!
ઘેલું ગોકુળિયું ગામ
કૃષ્ણને ડગલેડગલે
પગ ભરતું મથુરાવાટે
રાધિકાજીએ નિહાળ્યું સમીપ,
ને ધરતીએ પ્રણમતા અક્રૂરજીને
સમયનાં કરાવ્યાં ભાન.
" અક્રૂરજી ! સોહાવો સોહામણો રથ,

ને ગોકુલેશને પધરાવો મથુરાનગરે ! ”
“ પરબ્રહ્મની પ્રાણેશ્વરી આપ ! ”

અણચિંતવ્યાં વેણલાં સર્યાં
અક્રૂરજીના ભક્તવત્સલ હૈયેથી,
ને નેણલાંના તાર
દુર્યોધનના નિહાળી દેહ
પરમ અમૃતનાં કરતા'તા પાન.
ધરતી જકડની'તી જાણે
અણડગ અક્રૂરજીનાં ચરણોને.

એવે ભાસ્યું એમને
ઘુમરિયા લેતું વિશ્વ.
મહામાયાનાં તુમુલ તુફાને
શું પ્રલય......!

અને......!
અક્રૂરજીના સોણલાના સાગરે
પછી શમ્યાં તુફાન,
ને વાયા શાંત સમીર.
“ સત્ય કે સોણલું......! ”
ફરી એ ફૂટ પ્રશ્ન
ઘૂમી રહ્યો અ ્રમનડે,

ને આખડીએ અનેરાં ભાળ્યા
અકલ્પ્ય કલ્પનાના દશ્ય.
પદ્મ-વિરાજ્યા કૃષ્ણકનૈયાના કર
સ્પર્શતા'તા નિજ કંઠે વિરાજતી
મહામૂલી તુલસીની માળે
કૃષ્ણમુખે હતુ મલકામણ,
રાધાવદનચન્દ્રે પાડતું પ્રતિબિંબ.
પછી મધુરી મૂરત રાધિકાજીની
ક્રમેક્રમે આછી થતી ભાસી
આશ્ચર્યસાગરે ડોલતાડોલતા
ભક્તિ-ભાવમય ભક્ત અક્રૂરજીને,
ને પછી આછીઆછી થતી
મૂરત કૃષ્ણપ્રિયા રાધિકાજીની
વિલીન થઇ અક્રૂર-આખડલીએ,
ને તેજાંબરભર્યાં રાધિકાજી
સમાણા કૃષ્ણ-કંઠે તુલસીની માળાએ.
એ હતા કૃષ્ણ-વેણુના
" અક્રૂરજી ! પધારો રથે
ભ્રાત બળરામ જુએ છે વાટ,
ને પુકારે છે મથુરાની ધરા
પાપી કંસના વધ ! "
" પ્રભો... ..! "
એ ભક્તિમય મનોવેણુને

નિશ્ચેષ્ટ અક્રૂર-દેહ
રથે દોરવાયો કૃષ્ણ-ઇચ્છાએ,
ને ઘોડલાની ઓડી રાશ
કૃષ્ણ-મન-આદેશ ઝીલંતા
અક્રૂરજીએ રથ હાંકીને
વાટ લીધી મથુરાનગરની.
શું ગોકુલેથી ગિરિધારી ગયા ?
ને શું ગઈ વૃંદાવનેથી
વનરાઈએ પ્રેમનીર સીંચતી,
પ્રેમવૃક્ષ ઉછેરંતી વૃષભાનદુલારી !

ગયો...ગયો...ગયો...
મૂકીને ગયો વ્રજે
પ્રેમના અવિચળ ઇતિહાસ.

અને......?
ગઈ...ગઈ...ગઈ...
મૂકીને ગઈ વૃંદાવને
પ્રણયના અનરત ઇતિહાસ
સમાઇ તુલસીની માળાએ,
સોહંતી કૃષ્ણ-કનૈયા-કંઠે.
રાધમ્...રાધમ્...રાધમ્...
આરાધિકા... કૃષ્ણ-આરાધિકા

ન રહે કૃષ્ણવિહોણા વ્રજમાં.
નીરવિહોણી સરિતાએ
શું રહેશે માછલી ?
એ યુગ દ્વાપર......!
અમર છે તું યુગયુગના ચક્રે
બ્રહ્માંડના સંચલનયોગે
વૈકુંઠેથી લીધા અવતાર
રમા ને રમણે
પુણ્યભૂમિ વ્રજે,
બની નંદનંદન ને
સૌંદર્યમૂર્તિ ભાનુઆનદુલારી.
બાલ-લીલાએ લ્હા
બહેલાવ્યા માત-પિતા-હૈયા,
ને કિશોરવયે પછી
વૃંદાવનની વૃક્ષાવનગલીએ
પ્રણયની ટહુકાવી કોકિલા—
કુ . ઉ ક, કુ ..ઉ...ક
વેનમાં હયુકયા, ને
મયૂરરાજે કળા કરી
હરખે મોહ્યા ભાનુરાજ,
ને પાઠવ્યા એમણે સંદેશ
શરદ્‌રાત્રિના શૃંગારને
કે કાલિંદીના કાંઠોલા કાહટે

ઘડીક થંભી નિહાળે.

પણ ત્યાં......?
જળ જમનાનાં થંભ્યાં......
ને આભે થંભ્યા શરદ્‌–રજની–શૃંગાર
છ...છ...માસનાં સોણલાં સેવી,
કે 'સૃષ્ટિએ રચાયો છે
અનંતનો અખંડ રાસ!'
એ પ્રદાન . ...!
*अविदितगत यामा*
અનસ્ત પૂર્ણિમાના રાસે
વિશ્વ–પ્રેમની પરમ ભાવનાએ
ગની ને પ્રજ્ઞાનીને દેતી'તી
એકધાગં પરમ લક્ષ્ય
સંસારના એ સાગરે
દોડતી તરતી હતી,
ને સટે આલેખ્યાં હતા
પ્રેમ–ધર્મનાં જગત્‌–વંદનીય નિશાન.
**वयं त्वां स्मरामो वयं त्वां भजाम: ।**
**वयं त्वां जगत्साक्षीरूपं नमाम: ॥**
**सदेकं निधानं निरालम्बमीशम् ।**
**भवाम्भोधिपोतं शरण्यं व्रजाम: ॥**
શું મથુરાની વાટે સંચરતો'તો
કૃષ્ણરથ?

## 'રાસેશ'માં મુકાયેલા રાસના ઢાળ

| ગીત | પૃષ્ઠ | ઢાળ |
|---|---|---|
| અષાઢી રાતના ઘેરા ઘન નાદ. | ૧૯૬ | પ્યારાના પાળજે સોનાના મોર. |
| હું તો નાતી'તી જમનાને ઘાટ. | ૨૧૦ | મારે જાવું છે પેલે પાર. |
| ઝૂલો ઝૂલો ને મારા શ્યામ. | ૨૩૯ | અબોલડા શાને લીધા રે. |
| કાનો માગે મારગડે મહીડાંનાં દાણ | ૨૬૨ | મારવાડી ઘુમ્મર. |
| મથુરા મારગડે મળી મહિયારણ. | ૨૬૭ | સુણતાના ગીતનો |
| મથુરા મારગડે દીઠો મોહનજી. | ૨૭૦ | હળકે હાથે તે નાથ મહીડાં વલોવજો |
| રાધાને નેસડે કનૈયો આવ્યો. | ૨૮૦ | કેદુની જોતા'તા વાટ |

# રાસેશ

## જરૂરી શુદ્ધિ

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૬ | ૧૫ | મૂન્માં | મૃન્માં |
| ૨૧૩ | ૧ | यद्दोन | यद्बोन |
| ,, | ૨ | न्यामक्षतेद्दनाक्रम् | न्यामन्। ते ह्न नाक्रम्... |
| ૨૩૨ | ૧૨,૧૩ | विषयम् कमञ्चेति | विषयमक्रमञ्चेति |
| ૨૪૮ | ૩ | ઍાધેનાને | આધેનાને |
| ૨૭૨ | ૧ | सर्वांमधिष्ठय | स्वामधिष्ठाय |
| ૩૧૮ | ૧૩ | ઉપપત્તિ | ઉપપનિ |
| ૩૨૬ | ૯ | कायारूपसंयमात्तद्-माह्मशक्तिः | कायरूपसंयमात्तद्-माह्यशक्ति |
| ૩૨૭ | ૫ | ઉકનાંતાં | ઊકનાંતાં |
| ૩૨૮ | ૬ | नामारूण | नानारूपा |
| ૩૩૫ | ૧૮,૧૯,૨૦,૨૧ | શ્લોક આખો અશુદ્ધ છે | |

यत्ते सुजातचरणाम्बुरुहं स्तनेषु
भीताः शनै प्रिय दधीमहि कर्कशेषु।
तेनाटवीमटसि तद् व्यथते न किं स्वित्
कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः॥

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૬ | ૫ | શરત | શરદ |
| ૩૪૪ | ૧૦ | ध्यानम् | ध्यानम् |
| ૩૪૫ | ૧૮ | नहैर्गृहीत | नटैर्गृहीत |
| ૩૪૯ | ૧૮ | पेष | पष |

| | | | |
|---|---|---|---|
| ૩૬૫ | ૧૯ | સિદ્ધતિ | સિધ્યતિ |
| ૩૬૭ | ૯ | યદ્દહરેવધિરજેત્ તદ્દહરેવપ્રવ્રજેત્ ॥ | યદહરેવ વિરજેત્ તદહરેવ પ્રવ્રજેત્ ॥ |
| ૩૬૮ | ૧૭ | જાયન્ત | જાયન્તે |
| ,, | ૧૮ | જગતિ | જાતાનિ |
| ૩૬૯ | ૧૬ | ત્રેના | દ્વાપર |
| ૪૦૩ | ૫ | અરણ્યે | અંકુરણ્યે |
| ૪૦૪ | ૧૨ | ત્યાખિલહેતુહેતુમ | ત્વાખિલહેતુહેતુમ્ |
| ૪૦૫ | ૬ | દેહનાનાત્મ્યે-અધ્યાસના | દેહતાદાત્મ્ય-અધ્યાસના |
| ૪૧૦ | ૨૦ | નિરાલમ્ય | નિરાલમ્બ |